# પ્રાથમિક ભૂગોળવિદ્યા.

## (ગુજરાતી ચોથા ધોરણ માટે).

રચી પ્રસિદ્ધ કર્ત્તા,
આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.,
ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરૂચ.

કિમ્મત ૦-૪-૬

# PRIMARY SCHOOL GEOGRAPHY.

( For Std. IV ).

BY

**A. M. DIVANJI**, B. A.,

( BOMBAY EDUCATIONAL SERVICE ).

---

# પ્રાથમિક ભૂગોળવિદ્યા.

( ગુજરાતી ચોથા ધોરણ માટે )

રચી પ્રસિદ્ધ કર્ત્તા,

આત્મારામ મોતીરામ દીવાનજી બી. એ.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરૂચ.

---



---

સોલ એજન્ટસ,

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,

નાણાવટ સુરત.

---

ઇ. સ. ૧૯૨૧

કિમ્મત ૦-૪-૬

# પ્રસ્તાવના

ઇ. સ. ૧૯૧૩માં પ્રાથમિકશાળાનાં ધોરણો બદલાયાં છે. તેમાં ચોથા ધોરણ માટે ભૂગોળનો જે અભ્યાસક્રમ આપેલો છે. અને જે હાલ નિશાળોમાં ચાલે છે, તે પ્રમાણે આ ચોપડી લખાયેલી છે. એમાં છેલ્લા ફેરફારો પણ દાખલ કરેલા છે. વિદ્યાર્થીની સુગમતા માટે દરેક જિલ્લાનો જુદો જુદો નકશો આપેલો છે, અને તેમાં રેલવેની સડકો વગેરે બતાવેલાં છે.

શિક્ષકે પોતે સારો અભ્યાસ કરી ભૂગોળનો પાઠ શીખવવો. કદી પણ ભૂગોળ નકશા વગર શીખવવી નહિ. દરરોજ પુનરાવર્તન કરતાં જવું. છોકરાઓએ ભૂગોળનું પુસ્તક ગોખવાનું નથી, પણ વાંચનપાઠની માફક વાંચવાનું છે. શિક્ષક જેમ વધારે સવાલ તે ઉપર પૂછશે, તેમ છોકરાઓને વધારે સમજ પડશે, અને તેમને ઘેર વાંચવાની જરૂર પડશે નહિ. આંકડા આપેલા છે તે ગોખાવવાના નથી.

ભરૂચ.
તા.૩૦-૧૨-૨૪ } આ. મો. દીવાનજી.

# ભૂગોળવિદ્યા.

## (છોકરાઓની પ્રાથમિક નિશાળના ચોથા ધોરણ માટે).

ત્રીજા ધોરણમાં તમે તમારા જિલ્લા અથવા એજન્સિની ભૂગોળ શીખી ગયા છો. આ ધોરણમાં તમારે ગુજરાતના ખાસ જ્ઞાન સાથે મુંબઈ ઇલાકાની અને હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળ શીખવાની છે.

જિલ્લો એટલે શું તે તમે આગલા ધોરણમાં શીખી ગયા છો. અમુક તાલુકાનો સમૂહ તે **જિલ્લો** કહેવાય છે. તાલુકો એટલે શું તે તો તમે બીજા ધોરણમાં શીખી ગયા છો. અમુક ગામોનો સમૂહ તે **તાલુકો** કહેવાય છે. **એજન્સિ** એટલે અમુક નાનાં રાજ્યોનો સમૂહ છે. સુરત જિલ્લામાં સચીન, વાંસદા અને ધરમપુર એ ત્રણ દેશી રાજ્યો છે. એ ત્રણે રાજ્યો સુરત એજન્સિ એ નામે ઓળખાય છે. વડોદરાનું રાજ્ય મોટું છે, માટે તે વડોદરા રાજ્યને નામે ઓળખાય છે.

વળી જિલ્લાના અધિકારીઓ અને તેમની ફરજો પણ તમે શીખી ગયા છો. જિલ્લાના સર્વથી ઉપરી અધિકારી કલેક્ટર છે. તે મહેસુલ ઉઘરાવવાના કામ પર દેખરેખ રાખે છે, એટલુંજ નહિ પણ આબકારી તથા બીજાં બધાં ખાતા પર દેખરેખ રાખે છે. તેવીજ રીતે ન્યાયખાતાને માટે આખા જિલ્લાના એક ઉપરી હોય છે અને તે ડિસ્ટ્રિક્ટ (જિલ્લા) જજને નામે ઓળખાય છે. સગીરો અને ગાંડાં માણસોની મીલકત પર પણ તે દેખરેખ રાખે છે.

**સીમાઃ**—આ ધોરણમાં ગુજરાતની ભૂગોળ તમારે શીખવાની છે. પાસેના પાના પર ગુજરાતનો નકશો આપ્યો છે. નકશા ઉપરથી માલમ પડશે કે એ પ્રાંત અરબી સમુદ્રના પૂર્વ કિનારા પર આવેલો છે અથવા તો એ પ્રાંતની પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. સમુદ્ર અને નદીમાં ફેર છે. નદીનું પાણી મીઠું હોય છે અને સમુદ્રનું પાણી ખારૂં હોય છે. સમુદ્ર એ પૃથ્વી પરના ખારા પાણીના જે મોટા ભાગ છે તેનો એક નાનો ભાગ છે.

એની ઉત્તરે કચ્છનો અખાત, કચ્છનું રણ અને રજપુત સંસ્થાન આવેલાં છે. પૂર્વે મેવાડ, ડુંગરપુર, વાંસવાડા, ધાર, ખાનદેશ જિલ્લો અને નાશક જિલ્લો આવેલા છે, અને દક્ષિણે થાણા જિલ્લો આવેલો છે.

આ પ્રાંતમાં ઉત્તરમાંથી ગુર્જર લોકો આવીને વસ્યા હતા અને તેમના નામ ઉપરથી આ પ્રાંત **ગુજરાત** કહેવાય છે અને લોકો જે ભાષા બોલે છે તે ગુજરાતી કહેવાય છે.

**કુદરતી વિભાગોઃ**—આ પ્રાંતના કુદરતી રીતે ત્રણ વિભાગ થયેલા છે. પશ્ચિમમાં જે દ્વીપકલ્પ આવેલો છે તે **કાઠિઆવાડ**ને નામે ઓળખાય છે. (જે જમીનના સમૂહની ત્રણ બાજુએ પાણી હોય છે તે દ્વીપકલ્પ કહેવાય છે.) કાઠિઆવાડની ઉત્તરે કચ્છનો અખાત આવેલો છે અને પશ્ચિમે અને દક્ષિણે અરબી સમુદ્ર આવેલા છે. એની પૂર્વે અમદાવાદ જિલ્લો આવેલો છે, પણ ખંભાતનો અખાત પૂર્વમાં એને બીજા જિલ્લાથી જુદો પાડે છે. (સમુદ્રની અણી જમીનના સમૂહમાં ગયેલી હોય છે તે અખાત કહેવાય છે.) ખંભાતના અખાતથી કચ્છના રણ સુધીનો વચલો મુલક નળકાંનો નીચાણનો મુલક છે અને ચોમાસામાં અહીં પાણી ભરાઈ રહે છે. એથી એવું અનુમાન કરવામાં આવે છે કે કાઠિઆવાડ જુના વખતમાં જુદો બેટ હતો અથવા જ્વાળામુખીને લીધે ઉત્પન્ન થયેલા નાના બેટોનો સમૂહ હતો અને આ ભાગમાં દરીઓ હતો. એમાં નાના નાના ડુંગરો આવેલા છે અને તે પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ એમ આવી રહેલા છે. તે છતાં આ ડુંગરો વચ્ચેનો પ્રદેશ ફળદ્રુપ છે, અને તેમાં ભાવનગરના રાજ્યનો પ્રદેશ વધારે ફળદ્રુપ છે.

પૂર્વના ભાગના બે વિભાગ છે અને બી. બી. એન્ડ સી આઈ. રેલવે ( આગગાડી ) ( બૉમ્બે, બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઈંડીઆ રેલવેઃ મુંબઈ, વડોદરા અને મધ્ય હિંદુસ્તાનની રેલવે ) તે બે ભાગને જુદા પાડે છે. રેલવેની પશ્ચિમનો ભાગ ચગાનો સપાટ ફળદ્રુપ પ્રદેશ છે અને રેલવેની પૂર્વનો ભાગ પહાડી અને ડુંગરવાળો છે. પંચમહાલ જિલ્લા સિવાયના બાકીના જિલ્લા ચગાના પ્રદેશમાં આવેલા છે, અને પૂર્વમાં બધાં નાન રાજ્યો અને એજન્સિઓ આવેલી છે.

**राजकीय विभागोः**–કુદરતી વિભાગો પ્રમાણે રાજકીય વિભાગ હોતા નથી. મુખ્ય વિભાગ દેશી રાજ્યો અને અંગ્રેજી જિલ્લાઓ છે. દેશી રાજ્યોમાં પણ કેટલાંક જુદાં રાજ્યો છે અને કેટલાંક રાજ્યોના સમૂહ છે. વડોદરા દેશી રાજ્ય છે અને મહીકાંઠા જેવા ભાગમાં જે જુદાં જુદાં રાજ્યો છે તેનો સમૂહ બાંધેલો છે, અને તે મહીકાંઠા એજન્સિને નામે ઓળખાય છે. અંગ્રેજી મુલકના જિલ્લાઓમાં ભાગ પાડવામાં આવેલા છે. એમાં કેટલાક જિલ્લાઓ મોટા છે અને કેટલાક નાના છે. અમદાવાદ જિલ્લો મોટો છે અને બીજા જિલ્લાઓ લગભગ સરખા છે. આ પ્રાંતમાં **अमदावाद जिल्लो, खेडा जिल्लो, पंचमहाल जिल्लो, भरुच जिल्लो** અને **सुरत जिल्लो** એવા પાંચ જિલ્લા છે. કાઠિઆવાડ એજન્સિ, પાલનપુર એજન્સિ અને કચ્છ એ ત્રણ હવે પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યની એજન્સિ ગણાય છે અને તે હિંદુસ્તાનની સરકારની દેખરેખ નીચે છે. **पश्चिम हिंदुस्ताननां राज्योनी एजन्सि, महीकांठा एजन्सि, रेवाकांठा एजन्सि, सुरत एजन्सि** એટલી એજન્સિઓ અને **वडोदरा** અને **खंभात** એ બે રાજ્યો આવેલાં છે. આ ઉપરાંત ગુજરાતમાં ફિરંગીઓનાં બે સંસ્થાન **दीव** અને **दमण** આવેલાં છે. દીવ કાઠિઆવાડમાં દક્ષિણે નાનો બેટ છે અને દમણ સુરત જિલ્લાની દક્ષિણે દરીઆ કિનારા પર આવેલું સંસ્થાન છે.

**विस्तारः**–આ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૬,૦૦૦ ચો. મા. છે અને વસ્તી ૯૫,૯૩,૦૦૦ છે. (શિક્ષકે પોતાના જિલ્લા સાથે આ વિસ્તાર અને વસ્તી સરખાવવાં અને પ્રાંત કેટલો મોટો છે તે શીખવવું.)

આમાં ખાલસા મુલક ૧૦,૦૦૦ ચો. મા. અને દેશી રાજ્યોનો મુલક ૪૬,૦૦૦ ચો. મા. છે એટલે દેશી રાજ્યોનો મુલક ખાલસાથી સાડા ચારગણો છે પણ વસ્તી ખાલસા મુલકમાં ૩૦ લાખ છે અને દેશી રાજ્યોમાં વસ્તી ૬૬ લાખ છે, એટલે દેશી રાજ્યોની વસ્તી

*આ પ્રાંત ૨૦° અક્ષાંશ ઉત્તરથી ૨૫° ઉત્તરઅક્ષાંશ અને ૬૯° પૂર્વરેખાંશથી ૭૫° પૂર્વ રેખાંશ સુધી ફેલાયલો છે.

આલસા મુલકની વસ્તી કરતાં બમણી છે. દેશી રાજ્યોની વસ્તી ઓછી છે તેનું કારણ એ છે કે તેમાં ડુંગરો આવેલા છે અને તેથી વસ્તી આછી છે.

વડોદરા રાજ્ય અને પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યો જુદાં ગણાય છે. કારણકે તેઓ મુંબઈ સરકારની દેખરેખ નીચે નથી. આ બેનો વિસ્તાર ૩૫,૦૦૦ ચો. મા. છે અને વસ્તી ૫ર લાખ માણસની છે.

**કુદરતી રચના**:–કાઠિઆવાડ ગુજરાતના બીજા ભાગથી જુદો પડે છે. એનો મધ્ય ભાગ ઉંચો છે અને તેની આજુબાજુ ચારે તરફ ઢોળાવ આવેલા છે. એથી નદીઓ લગભગ મધ્યમાંથી નીકળી ચારે દિશાઓમાં ગયેલી છે. નદીઓના પ્રદેશ રસાળ છે, પણ દરિઆકિનારાનો ભાગ રેતાળ છે. ગુજરાતનો પૂર્વ ભાગ ડુંગરાવાળો છે અને ઢાળ પૂર્વથી પશ્ચિમ છે. તેથી બધી નદીઓ પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે. નદીઓનાં મૂખ આગળનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ છે; અને તેથીજ ગુજરાત બગીચો કહેવાય છે. ઉત્તરનો પ્રદેશ રણને મળતો આવે છે. ઉત્તરમાં કચ્છનું રણ આવેલું છે તે અને નળકંઠાનો ભાગ તેમજ તેની આજુબાજુનો ભાગ રણનો પ્રદેશ છે અને ત્યાં રેતીની નીચે ખારૂં પાણી છે.

**પહાડો**:–કાઠિઆવાડમાં **ગીર**ના ડુંગરની હાર મોટી છે અને તે કિનારાને સમાંતર પૂર્વ પશ્ચિમ આવેલી છે. આ હાર બાબરીઆવાડની ઉત્તરે આવેલી છે અને તે જુનાગઢ પાસેના **ગીરનાર**ના ડુંગર સુધી ગયેલી છે. ગીરનારનું ઉંચું શિખર ૩,૫૦૦ ફુટ ઉંચું છે. ગીરનું જંગલ બહુ મોટું નથી પણ એમાં સિંહ રહે છે. એ સિવાય બીજા ડુંગરો **શેત્રુંજો** અને **બર્ડા** છે. શેત્રુંજો પાલિતાણા પાસે છે અને તે જૈનનાં દહેરાં માટે પ્રસિદ્ધ છે. એના ઉપર નજીવી જેવી વનસ્પતિ છે. બર્ડાનો ડુંગર હાલાર અને સોરઠની વચ્ચે આવેલો છે.

પૂર્વમાં ઉત્તરે **આરાસુર**નો ડુંગર છે. અહીં અંબાજી માતાનું દહેરૂં છે. એની દક્ષિણમાં આવતાં **વિંધ્ય, સાતપુડા**, અને **સહ્યાદ્રિ**ના ફાંટા એમ એક પછી એક ડુંગરોની હાર પૂર્વ બાજુએ આવેલી છે. છેક ઉત્તરથી દક્ષિણ સુધીની ડુંગરાની હારમાં થાડી વનસ્પતિ છે અને વાઘ વરુ, સિંહ, રીંછ, વગેરે જનાવરો એમાં રહે છે. હાલોલમાં આવેલો **પાવાગઢ**નો

ડુંગર વિંધ્ય પર્વતનો ફાંટો છે અને તે કાળકા માતાના દહેરા માટે પ્રસિદ્ધ છે.

**કિનારોઃ**—આ પ્રાંતનો આખો પશ્ચિમ ભાગ દરીઆ પર આવેલો છે અને તેમાં બે નાના અખાતો **ખંભાતનો અખાત** અને **કચ્છનો અખાત** આવેલા છે. ખંભાતના અખાતમાં **તાપી** અને **નર્મદા** પડે છે અને એ નદીઓમાં થોડે સુધી વહાણો જાય છે. તાપી નદીમાં સુરત સુધી અને નર્મદા નદીમાં ભરુચ સુધી વહાણો આવે છે. દરીઆકિનારા પર **દીવ, જાફરાબાદ, વેરાવળ, ભાવનગર, પોરબંદર,** અને **દ્વારકા** એ બંદરો આવેલાં છે. કરાંચી જતી આગબોટ પોરબંદર અને દ્વારકા અટકે છે. વલસાડ અને બીલીમોરા નદીઓના મુખ પર આવેલાં છે, તેથી ભરતી વખતે ત્યાં વહાણો આવે છે.

**નદીઓઃ**—આ પ્રાંતમાં જમીનનો ઢાળ પૂર્વથી પશ્ચિમનો છે તેથી નદીઓ પૂર્વથી પશ્ચિમ વહે છે. કાઠિઆવાડનો મધ્ય ભાગ ઉચ્ચ પ્રદેશ છે અને તેથી નદીઓ ચારે દિશામાં વહે છે. કાઠિઆવાડમાં પશ્ચિમ તરફ જનારી **ભાદર** નદી ૧૧૫ માઇલ લાંબી છે. એ નદી જસદણ પાસેના ડુંગરમાંથી નીકળી નવાબંદર આગળ દરીઆને મળે છે. **શેત્રુંજી** ગીરમાંથી નીકળી પૂર્વ તરફ વહી પાલિતાણા પાસે થઈ ખંભાતના અખાતને મળે છે. હાલાર પ્રાંતની કેટલીક નાની નદીઓ ઉત્તરમાં અને સોરઠ પ્રાંતની કેટલીક નાની નદીઓ દક્ષિણમાં વહે છે.

**નર્મદા, તાપી,** અને **મહી** નદી પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં ખંભાતના અખાતને મળે છે. નર્મદા નદી ૮૦૦ માઇલ લાંબી છે. તે સાતપુડાના ઇશાન ખુણામાં આવેલા અમરકંટકના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમમાં વહે છે. એ અને તાપી બંને મધ્ય પ્રાંતોમાં થઈ પશ્ચિમમાં આવે છે. નર્મદાના છેલ્લા ૧૭૦ માઇલનો પ્રવાહ ગુજરાતમાં છે. એના ઉપર **ભરુચ** મોટું શહેર આવેલું છે. તાપી નદી (૪૦૦ માઇલ લાંબી) પણ સાતપુડામાંથી બૈતુલ આગળથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. આ બંને નદીઓની ખીણોના પ્રદેશ ઘણાજ ફળદ્રુપ છે. તાપી નદી પર **સુરત** મોટું શહેર આવેલું છે. નર્મદા સાતપુડાની ઉત્તરે વહે છે અને તાપી સાતપુડાની દક્ષિણે વહે છે.

ઉત્તર તરફના જે વિંધ્યના અને આરાસુર અને અરવલ્લીના ફાંટા છે ત્યાંથી **બનાસ, સરસ્વતી, સાબરમતી** અને **મહી** નદી નૈઋત્ય તરફ વહે છે. સાબરમતીનું મૂળ રાજપુતાનામાં આવેલા અરવલ્લી ડુંગરના ફાંટામાં છે. મહી નદીનું મૂળ માળવામાં આવેલા ડુંગરવાડા તરફ છે. બનાસ અને સરસ્વતી રેતીના રણમાં અદૃશ્ય થઈ જાય છે અને સાબરમતી અને મહી નદી ખંભાતના અખાતમાં પડે છે. સરસ્વતી નદી પર **સિદ્ધપુર** અને સાબરમતી પર **અમદાવાદ** આવેલાં છે. મહી નદી પર **વાડાશિનોર, ઠાસરા** વગેરે મોટાં ગામો આવેલાં છે.

**આબોહવાઃ**—ગુજરાતના દરીઆ કિનારા પરના પ્રદેશની હવા સમધાત છે. સુરત જિલ્લાના પારડી તાલુકાથી જેમ જેમ ઉત્તરમાં જઇએ છીએ તેમ તેમ વરસાદ ઓછો થતો જાય છે. તેજ પ્રમાણે દક્ષિણથી ઉત્તરમાં જતાં ઉનાળામાં તાપ વધતો જાય છે, અને શિઆળામાં ટાઢ વધારે ને વધારે પડતી જણાય છે. માત્ર ગુજરાતનો પૂર્વ ભાગ જે પર ઘાડાં જંગલો આવેલાં છે તે ભાગની હવા જનસુખાકારીને માફક આવે એવી નથી અને તેથીજ એ ભાગમાં વસ્તી આછી છે. એટલુંજ નહિ પણ ત્યાં વસ્તી અનાર્યની છે અને તેઓ શરીરે **દુર્બળ** છે. આર્ય લોકો ગુજરાતમાં આવી વસ્યા ત્યારે તેઓએ અનાર્ય લોકોને પહાડોમાં હાંકી કાઢ્યા હશે એવું અનુમાન થાય છે. સુરતની હવા ભેજવાળી છે અને જેમ જેમ ઉત્તરમાં આવતા જઈએ છીએ તેમ તેમ હવામાં ભેજ ઓછો થતો જાય છે. અમદાવાદની હવા સુકી ગણાય છે.

**ખનીજઃ**—કાઠિઆવાડના ડુંગરમાંથી ઘર બાંધવા લાયક પુષ્કળ પત્થર નીકળે છે અને તેથી પોરબંદર તરફ આવા પત્થરોનો વેપાર વધારે છે, પંચમહાલમાંથી લોઢુ અને મેંગેનીઝ નામની ધાતુ નીકળે છે. રણ તરફ ખારાઘોડા આગળ કુવા ખોદી તે પાણીનું મીઠું પકવવામાં આવે છે. રાજપીપળાના ડુંગરમાંથી અકીક નીકળે છે. તે ખંભાતમાં પકવવામાં આવે છે અને તેનાં ખોરીઆં, એરીંગ વગેરે બને છે. આરાસુર તરફથી આરસના પત્થર નીકળે છે.

**ખેતી અને વનસ્પતિઃ**—સુરત જિલ્લો બાગાયત છે. ત્યાં પુષ્કળ આંબા છે અને મેવો પણ થાય છે. એના બારડોલી અને જલાલપોર તાલુકામાં ઉંચા પ્રકારનું રૂ નીકળે એવો કપાસ થાય છે. સુરત જિલ્લાની ઉત્તરે ભરુચ જિલ્લો કાળી જમીનનો પ્રદેશ છે અને તેમાં પુષ્કળ કપાસ થાય છે. ભરૂચ જિલ્લો કપાસનો મહાલ કહેવાય છે. ખેડા જિલ્લો ચરોતર કહેવાય છે અને લોકો ઓછામાં ઓછા બે પાક કુવાની મદદ વડે લે છે. અહીં મુખ્ય પાક તંબાકુ, ગુરૂં, વરીઆળી વગેરે છે. પંચમહાલ જિલ્લો મકાઈનો મહાલ છે પણ એના હાલોલ મહાલમાં કાળી જમીન આવવાને લીધે પુષ્કળ કપાસ થાય છે. અમદાવાદ જિલ્લામાં ઘઉં થાય છે. કાઠિઆવાડના ઝાલાવાડ પ્રાંતમાં કપાસ થાય છે અને હાલાર તરફ ઘઉં થાય છે. આ ખેતીની મુખ્ય પેદાસ છે પણ એ ઉપરાંત ડાંગર, જુવાર, બાજરી, કોદરા કરોળ, શેરડી, સરસવ, તલ, એરંડી, વગેરે ખેતીની પેદાશ છે. જ્યાં પુષ્કળ વરસાદ હોય છે ત્યાં ડાંગર થાય છે.

પૂર્વ તરફ જે પહાડી પ્રદેશ છે અને જેમાં જંગલો આવેલાં છે તેમાં સાગ, સીસમ, વાંસ વગેરે થાય છે. વળી એ તરફ મહુડા, ખાખરા અને ખેર એ પણ સાધારણ ઝાડ છે. બીજાં ઝાડો જે જોવામાં આવે છે તે લીમડા વડ, પીપર અને આમલી છે.

**ધંધાઓઃ**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, સુતર અને સુતરાઉ કાપડની, કપાસ લોઢવાની, દળવાની, ચોખા કાઢવાની મિલો ગુજરાતમાં ઘણી છે. એકલા અમદાવાદમાં ૬૦ મિલો છે અને તેથી ત્યાં લગભગ સવાલાખ માણસનું પોષણ થાય છે. એ ઉપરાંત સુરત, ભરૂચ, વડોદરા અને નડીઆદમાં પણ કાપડની મિલો છે. રેશમી, કસબી અને સુતરાઉ કામ હાથવણાટનું અમદાવાદ, સુરત અને ખંભાતમાં સારૂં થાય છે. ખાસ કરીને સુરતની રેશમી ગજી અને સાટીન અને અમદાવાદનો કીનખાબ ઘણો વખણાય છે. સુરતમાં કસબનું કામ ઘણું થાય છે અને સુતરનો કસબ વખણાય છે. લોકો વેપારી છે અને દેશ પરદેશ જઈ સારૂં કમાય છે ખેતી સારી હોવાને લીધે એકંદરે લોકોની સ્થિતિ સારી છે.

**વેપારના માર્ગો**—આગળ જે બંદરો વર્ણવ્યાં છે તે બંદરોએ માલ મુંબઇથી અને પરદેશથી આવે છે અને ત્યાંથી પરદેશ જાય છે. ગુજરાતમાં મોટામાં મોટી મોટી રેલવે બી. બી. એન્ડ સી. આઈ છે અને તે મુંબઈથી નીકળી અમદાવાદ, વીરમગામ આવે છે. આ મોટા માપની રેલવે છે. એ રસ્તા પર વલસાડ, બીલીમોરા, સુરત, અંકલેશ્વર, ભરૂચ, મીયાંગામ, વડોદરા, આણંદ, નડીઆદ, મેહમદાવાદ મોટાં શહેરો છે. બીલીમોરાથી એક નાના માપની રેલવે જે વડોદરા રાજ્યના તાબામાં છે તે ઉનાઈ સુધી જાય છે. સુરત આગળ ટાપ્ટીવેલી રેલવે છે. આ મોટા માપની ગાડી તાપી નદીની ખીણમાં થઇની અમલનેર સુધી જાય છે, અને ત્યાંથી જી. આઈ. પી. રેલવે (ગ્રેટ ઇંડીઅન પેનીન્સ્યુલર રેલવે) ને મળે છે. કલકત્તાથી સુરત આવનારને આ માર્ગ સહેલો પડે છે. વડોદરા રાજ્યે પોતાના મુલકમાં ઠામ ઠામ રેલવે કરેલી છે. કાઠિઆવાડમાં પણ દરેક રાજ્યની રેલવે છે અને દ્વારકા સુધી હવે રેલવેમાં જવાય છે. રાજપીપળાના રાજ્યે અંકલેશ્વરથી નાંદોદ સુધી રેલવે બાંધેલી છે.

વડોદરાથી બી. બી. એન્ડ સી. આઈ. રેલવેનો એક ફાંટો ગોધરા રતલામ તરફ થઈ દિલ્હી જાય છે. આણંદથી ખંભાત એક ફાંટો અને બીજો ફાંટો ડાકોર થઈ ગોધરા જાય છે. નડીઆદથી કપડવંજ રેલવે જાય છે. અમદાવાદ આગળ પ્રાંતીજ અને ધોળકા જનારી બે રેલવે છે. વળી નાના માપની રેલવે પાલનપુર અજમેર તરફ જાય છે.

વળી નાનાં ગામોથી મોટાં ગામ અથવા શહેરોમાં આવવા પાકી અને કાચી સડકો બાંધેલી છે.

**વેપાર-નિકાસ**:—ગુજરાતમાંથી પુષ્કળ રૂ મુંબઈ તથા પરદેશ જાય છે. તેમજ કાપડ પણ જથાબંધ પરદેશ મોકલવામાં આવે છે. એ ઉપરાંત તેલી બીઆં, ચામડાં, શણ અને અનાજ પણ પરદેશ જાય છે.

**આયાત**:—ખાંડ, સુતરાઉ વિલાયતી કાપડ, ગરમ કાપડ, ઘાસતેલ, કોલસા, કાચ, દવાઓ વગેરે પરદેશથી આવે છે.

**વસ્તી**:—ગુજરાતમાં વસ્તી ૯૫ લાખ માણુસની છે. તેમાંના ૩૦ લાખ ખાલસા મુલકમાં અને ૬૫ લાખ દેશી રાજ્યોમાં રહે છે. દેશી રાજ્યોમાં વડોદરામાં ૨૧ લાખ માણુસની વસ્તી છે, અને કાઠિઆવાડ એજન્સિમાં ૨૫ લાખની છે. ખાલસા મુલકમાં મુસલમાનની વસ્તી ૩ લાખ છે અને વડોદરા રાજ્ય બાદ કરતાં બાકીના દેશી રાજ્યોમાં વસ્તી ૪ લાખ છે. પારસીની વસ્તી ખાલસા મુલકમાં ૧૫ હજાર છે. એ પ્રજા સાહસિક છે અને વેપારમાં ઘણી આગળ વધેલી છે.

**રાજ્યતંત્ર**:—ગુજરાતના રાજકીય ત્રણ ભાગ થયેલા છે. એક ખાલસા મુલક, બીજો મુંબઇના ગવર્નર સાહેબની દેખરેખ નીચેનાં રાજ્યો અને ત્રીજો વડોદરાનું રાજ્ય અને પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યો (કાઠિઆવાડ અને પાલનપુર) જે હિંદુસ્તાનની વડી સરકારની દેખરેખ નીચે છે. ખાલસા મુલક ઉત્તર વિભાગનો ભાગ છે. ગુજરાતના પાંચ જિલ્લા ઉત્તર વિભાગમાં આવેલા છે અને તે ઉપરાંત થાણા જિલ્લો એમાં આવેલો છે. ગામડામાં દેખરેખ રાખનાર પોલીસપટેલ હોય છે. ગામડું તાલુકાનો ભાગ છે અને તાલુકાનો ઉપરી મામલતદાર હોય છે. તાલુકો જિલ્લાનો ભાગ છે અને તેના ઉપરી કલેક્ટર છે. જિલ્લો વિભાગનો ભાગ છે અને વિભાગના ઉપરી કમિશનર છે. નાના રાજ્યોના સમૂહ એજન્સિ કહેવાય છે. કાઠિઆવાડમાં ૧૮૭ નાનાં મોટાં રાજ્યો, જાગીરો વગેરે છે. કાઠિઆવાડ, કચ્છ અને પાલનપુરના ઉપરી તરીકે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે. એ એજન્ટના હાથ નીચે કાઠિઆવાડના બે પ્રાંતમાં એકેક પોલિટિકલ એજન્ટ છે.(કાઠિઆવાડના પૂર્વ કાઠિઆવાડ અને પશ્ચિમ કાઠિઆવાડનાં રાજ્યો એમ બે પ્રાંત પાડેલા છે.) કાઠિઆવાડનાં રાજ્યો મુંબઈ સરકારની દેખરેખ તળેથી લઇ ઇ. સ. ૧૯૨૪માં હિંદુસ્તાનની સરકારની દેખરેખ તળે મુકવામાં આવ્યા. રેવાકાંઠા એજન્સિ અને સુરત એજન્સિ એના પોલિટિકલ એજન્ટ અનુક્રમે પંચમહાલના અને સુરતના કલેક્ટર છે. મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટ જુદા છે. તેઓ કલેક્ટર નથી. ખંભાત નાનું રાજ્ય છે અને તેના પોલિટિકલ એજન્ટ ખેડાના કલેક્ટર છે. વડોદરા રાજ્ય પર દેખરેખ રાખવાનું કામ મુંબઈ સરકાર પાસેથી લઈ ઇ. સ. ૧૮૭૫માં હિંદી સરકારને સોંપવામાં

१२०२८



આવ્યું ત્યારથી ત્યાં વાઇસરૉય તરફથી નીમેલા રેસિડેન્ટ રહે છે. આ એજન્ટો રાજાઓને સલાહ આપે છે અને રાજાઓ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખે છે. એ ઉપરાંત તેઓ રાજારજવાડામાંથી ખંડણી વસુલ કરી વડોદરા રાજ્યને અથવા બીજાં જે સંસ્થાનને ભરવાની હોય છે તેને ભરે છે. કોઈ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળકવરને મૂકીને મરી જાય છે ત્યારે તેના સંસ્થાનનો હવાલો પોલિટિકલ એજન્ટ લે છે અને સગીર તરફથી સંસ્થાનનું કામ સંભાળથી ચલાવે છે અને મરનાર દેવું મૂકી ગયો હોય તો તે અદા કરે છે. વારસ ઉંમરે પહોંચતાં તેને તેનું સંસ્થાન પાછું સોંપવામાં આવે છે.

## અમદાવાદ જિલ્લો.

ગુજરાતનો મોટામાં મોટો જિલ્લો અમદાવાદ છે અને તે ઉત્તરમાં આવેલો છે આ જિલ્લાની ઉત્તરે વડોદરા રાજ્યનો કડી પ્રાંત અને મહીકાંઠા એજન્સિ, પૂર્વે મહીકાંઠા એજન્સિ, દક્ષિણે ખેડા જિલ્લો અને પશ્ચિમે કાઠિઆવાડનો ઝાલાવાડ પ્રાંત છે. આ જિલ્લો બધો એક જથ્થે નથી પણ છુટો છુટો આવેલો છે. ઈશાનમાં મોડાસા મહાલ અને પ્રાંતીજ તાલુકો ગાયકવાડી મુલક તથા મહીકાંઠા એજન્સિના મુલકથી જુદા પડ્યા છે, અને દક્ષિણમાં ધોઘા મહાલ ભાવનગરનું રાજ્ય વચ્ચે આવેથી જુદો પડયો છે. બાકીના બધા તાલુકા એક જથ્થે આવેલા છે. પણ ધંધુકા જે મોટામાં મોટો તાલુકો છે તે નળકાંઠાને લીધે જુદો પડે છે અને તે કાઠિઆવાડનો ભાગ ગણાય છે. ( ધંધુકા તાલુકાનું ક્ષેત્રફળ ૧,૦૮૩ ચો. મા. અને ધોઘા મહાલનું ક્ષેત્રફળ ૧૬૧ ચો. મા. છે. )

આ જિલ્લાનું ક્ષેત્રફળ ૩,૮૨૪ ચો. મા. છે અને વસ્તી ૮,૯૦,૯૧૧ છે. ( શિક્ષકે પોતાના જિલ્લાનાં ક્ષેત્રફળ તથા વસ્તી સાથે સરખાવવા. ) અમદાવાદ જિલ્લામાં **ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, વિરમગામ, પ્રાંતીજ, ધોળકા,** અને **ધંધુકા** એ તાલુકા છે અને **મોડાસા, સાણંદ,** અને **ઘોઘા** એ મહાલ છે. મહાલના ઉપરીને મહાલકરી કહે છે અને તાલુકાના ઉપરીને મામલતદાર કહે છે. મામલતદાર પોતાના તાલુકાની


અમદાવાદ જીલ્લાનો
નકશો.

તિજોરીના બધા કામ કાજને માટે જુમ્મેદાર છે. દરેક ગામડું વખતસર મેહેસુલ ભરે છે, ગામડાના બાણુ હદ બરાબર છે, અને તાલુકાના કામદારો બરાબર પોતાનું કામ કરે છે તે જોવાની ફરજ મામલતદારની છે. વળી તે મેજીસ્ટ્રેટનું પણ કામ કરે છે એટલે કે ફોજદારી ગુના વગેરેની તપાસ કરે છે. મહાલનું ક્ષેત્રફળ નાનું હોવાને લીધે મામલતદારથી ઉતરતી પંક્તિનો અમલદાર મહાલકરી ત્યાં રાખવામાં આવે છે. મહાલકરીના તાબામાં તિજોરી હોતી નથી. તે સિવાયનું મામલતદારનું બધું કામ તે કરે છે. બે ત્રણ તાલુકાના ઉપરીને ડેપ્યુટી કલેક્ટર અથવા આસિસ્ટંટ કલેક્ટર કહે છે. એ અમલદાર વરસના સાત મહીના પોતાના તાલુકામાં ફરે છે અને જાતે જુએ છે કે મહેસુલ વગેરેનું કામ તાલુકાઓમાં બરાબર ચાલે છે. તે પટેલ તળાટી ને નીમે છે, મામલતદારના ઠરાવો ઉપર અરજી કરવામાં આવે છે તો તે સાંભળે છે. વળી તે તાલુકાનાં કુવાઓ તળાવો વગેરેની સ્થિતિ જુએ છે અને લોકલ બોર્ડ મારફત કામ કરાવે છે.

દરીઓ આઘો હોવાને લીધે અહીં તાપ તેમજ ટાઢ અતિશય પડે છે. ધોધા તરફ દરીઓ નજીક હોવાથી તાપ ઓછો લાગે છે. પ્રાંતીજ તરફ હાથમતી અને ખારીનદીની નહેરો છે તેથી ૬૨,૦૦૦ એકર પર ખેતી થાય છે. વરસાદ ૨૦થી ૨૫ ઇંચ પડે છે અને જમીન ગોરાડુ હોવાને લીધે પાક સારો થાય છે. ઘઉં, જુવાર અને બાજરી મુખ્ય પાક છે. તે ઉપરાંત કઠોળ અને તેલી બીઆં થાય છે. વીરમગામ તાલુકા તરફ પુષ્કળ કપાસ થાય છે, અને મોસમ વખતે કાલાં ફોલી ગરીબ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. જ્યાં નહેર અથવા તળાવથી પાણી મળી શકે છે ત્યાં ડાંગર થાય છે. આ જિલ્લાની કમોદ ઘણી વખણાય છે.

આ જિલ્લામાં રણુ તરફ ખારાઘોડામાં પુષ્કળ મીઠું પકવવામાં આવે છે. ખારાઘોડા અને પાટડી તરફનો ભાગ રણનો પ્રદેશ છે અને ત્યાં કુવા ખોદી પાણી કાઢી મીઠું પકવવામાં આવે છે. એ મીઠું ગાંગડા હોય છે અને તે વરાગડું મીઠું કહેવાય છે. અહીં લગભગ ૪૨ લાખ મણ મીઠું દર વર્ષે ઉત્પન્ન થાય છે. વિરમગામથી ખાસ ખારાઘોડા સુધી રેલવે બાંધેલી છે. એ રેલવે પર પાટડી દરબારનું પાટડી ગામ છે.

અમદાવાદ રેલવેનું મોટું મથક છે. અહીંથી ગાડીઓ મુંબાઈ અને વિરમગામ જાય છે. નાના માપની ગાડીઓ અહીંથી પ્રાંતીજ, ધોળકા, અને દિલ્હી જાય છે. વિરમગામથી કાઠિઆવાડમાં રેલવે મારફતે જવાય છે. વળી વિરમગામથી ખારાઘોડા સુધીની મોટા માપની ગાડી છે, અને ખાસ તે મીઠાના અગરને માટે બાંધેલી છે. વિરમગામથી એક બીજી રેલવે મેહસાણે જાય છે અને તે દિલ્હી જનારી રેલવેને મળે છે. ધોળકાથી રેલવે ધંધુકા લઈ જવાની યોજના ચાલે છે. આગે ધંધુકા રેલવેને માર્ગે બોટાદથી જવાય છે. જે વખતે ધોળકાથી ધંધુકા સુધીની રેલવે થશે તે વખતે ભાવનગર જનારને આ માર્ગ સુગમ પડશે.

જિલ્લામાં સડકો સારી છે. અમદાવાદથી આણંદ જવાની સારી સડક છે. અમદાવાદથી ધોળકા જવાની પણ ૨૩ માઇલની સડક છે. રાણપુર રેલવે સ્ટેશનથી ધંધુકે જવાની પાકી સડક છે. હવે રેલવે થવાને લીધે એ માર્ગ ઉતારૂઓ થોડો વાપરે છે. ધંધુકેથી બરવાળા જવાની પણ સડક છે. ધંધુકાથી ધોળેરા જવાની પાકી સડક બનાવવામાં આવે છે. અમદાવાદથી બારેજા જવાની પાકી સડક છે અને તે રસ્તે ખેડા અને ખભાત તરફ જવાય છે. મોડાસા મહાલના ઉત્તર ભાગમાં હરસોલ અને કપડવંજ વચ્ચે પાકો સડક છે. ધોધા ભાવનગરથી જવાય છે અને એની વચ્ચે પાકો સડક છે.

લોકોની મુખ્ય જાત જૈન, કણબી, રજપુત અને કોળી છે. જૈનો વેપારી છે. કણબીઓ ખેતી કરે છે. રજપુતો તાલુકદારો છે અને જાતે ખેતી કરતા નથી. કોળીઓ મજુરી કરે છે, અથવા ખેતી કરે છે. આ જિલ્લામાં મુસલમાનની વસ્તી ૯૯,૩૮૧ છે.

અહીં મુખ્ય નદી સાબરમતી છે અને તે ઉપર અમદાવાદ શહેર આવેલું છે.

ધંધાઓઃ—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. અમદાવાદમાં સુતરાઉ, રેશમી અને કસબી કાપડ (કીનખાબ) વણી ઘણા લોકો ગુજરાન ચલાવે છે. અમદાવાદમાં મીલોને લીધે ૫૦,૦૦૦ માણસો મીલમાં કામ કરે છે. જિલ્લાના બીજા ભાગમાં દોટી સારી વણાય છે. ધંધુકા તરફ ઓઢવાના ચોફાળ સારા વણાય છે.

## જાણવા લાયક સ્થળોઃ—

**અમદાવાદ** ( ૨,૭૪,૦૦૦ ) શહેર ઈ. સ. ૧૪૧૨માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું અને પોતાના નામ પરથી એનું નામ અમદાવાદ ( અહમદાવાદ ) રાખ્યું હતું. શહેર સુલતાનોના વખતમાં ગુજરાતની રાજધાનીનું નગર હતું અને હાલ ઉત્તર ભાગના કમિશનરનું તથા જિલ્લાના કલેક્ટરનું રહેવાનું સ્થળ છે. અહીં જુના વખતનાં ઘણાં જોવા લાયક મકાનો છેઃ–જુમામસ્જિદ, શાહઆલમનો રોજો, કાંકરિઆ તળાવ, હઠીસીંગનું દહેરું, રાણીસીપરીની મસજીદ વગેરે. આ શહેરમાં ૬૦ મિલો છે અને દીવાસળી બનાવવાની પણ એક મિલ છે. શહેર કીનખાબ, રેશમી કાપડ રેશમી કોરનાં ધોતીઆં, અને મિલના સુતરાઉ કાપડના વેપારને માટે પ્રખ્યાત છે. અહીં અંગ્રેજી ભણવા માટે એક મોટી પાઠશાળા (કૉલેજ) છે.



હઠીસીંગનું દહેરું.

**ધોળકા** ( ૧૨,૫૧૩ ) તાલુકા ગામ સુંઠ અને દાડમને માટે પ્રખ્યાત છે. મહાભારતમાં આવેલા વિરાટનગરની જગ્યાએ આ ગામ વસ્યું



રાણીસીપરીની મસજીદ.

છે એમ કહેવાય છે. ગામ ઘણું પ્રાચીન જણાય છે. અહીં મીનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ છે.

**ઘોઘા** (૪,૧૮૬) મહાલનું મુખ્ય ગામ છે. અહીંની હવા દરીઆ પાસે હોવાથી સારી ગણાય છે તેથી ગરમીની ઋતુમાં ઘણા લોકો ત્યાં જઇને રહે છે. ઘોઘા મોટું બંદર હતું, પણ ખંભાતના અખાતનો આ ભાગ પુરાઈ જવાથી વેપાર ભાંગી પડયો છે તેમજ વસ્તી પણ તુટી ગઈ છે.

**વિરમગામ** (૨૬,૨૬૨) તાલુકા ગામ છે. એની પડોશમાં સિદ્ધરાજની મા મીનલદેવીનું બંધાવેલું મુનસર તળાવ છે. ગામમાં મુખ્ય વેપાર રૂનો છે.

**ખારાઘોડા** (૧૦૭૩) માં વરાગડું મીઠું પકવવામાં આવે છે. **ધંધુકા** (૮,૦૫૬) અને **પ્રાંતિજ** (૬,૪૮૫) નાનાં ગામો છે પણ એમાં મ્યુનિસિપાલિટીઓ છે. **મોડાસા** મહાલમાં મોડાસાગામ (૭,૨૯૨) મોટું છે, અહીં પણ મ્યુનિસિપાલિટિ (સુધરાઈખાતું) છે.

**પીરાના** અમદાવાદથી દસ માઇલ પર આવેલું છે. મતીઆ કણબીની જાત્રાનું ગામ છે.

**પાટડી** એ પાટડી દરબારનું ગામ છે. એ દરબાર પાટીદાર જાતના છે.

**વટવા** ધોળકા તાલુકામાં છે. ત્યાં શેઢી, વાત્રક. મોહ, ઝુણી, સાબરમતી વગેરે નદીનો સંગમ થાય છે. અહીં કાર્તકી પૂનેમે મોટો મેળો ભરાય છે.

## ખેડા જિલ્લો.

ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાથી ક્ષેત્રફળમાં લગભગ અડધો છે. એની ઉત્તરે અમદાવાદ જિલ્લો, વડોદરાના રાજ્યનો મુલક અને મહીકાંઠા એજન્સિ. પૂર્વે પંચમહાલ અને વડોદરાનું રાજ્ય, દક્ષિણે વડોદરાનુ રાજ્ય અને પશ્ચિમે અમદાવાદ જિલ્લો છે.

આ જિલ્લો ચગાનું (કાંપનું) વિશાળ મેદાન છે. એમાં મુખ્ય નદી **મહી** અને **સાબરમતી** છે. મહી નદી ખેડા જિલ્લાને પંચમહાલ અને વડોદરા રાજ્યથી જુદો પાડે છે.

આ જિલ્લાની જમીન ગોરાડુ છે. એના નડિઆદ, આણંદ અને બોરસદ તાલુકા ઘણાજ ફળદ્રુપ છે. આ ભાગ ચરોતર નામે ઓળખાય છે. બીજા તાલુકા આ ત્રણ જેવા ફળદ્રુપ નથી અને તેથી ત્યાં ખેતી સાધારણ થાય છે. અહીં મુખ્ય પાક બાજરી, કોદરા, બાવટો, ચોખા, તમાકુ, ઘઉં, વરીઆળી, જીરૂં, કઠોળ, અને કપાસ છે. જુવાર (સુંઠીઉ) ફક્ત ઢોરોને માટે ઉગાવવામાં આવે છે. ખાસ કરીને આ જિલ્લો તમાકુ માટે વખણાય છે. લોકોની વસ્તી ૭,૦૦,૦૦૦ છે. આ જિલ્લામાં ધારાળાની વસ્તી વધારે છે, અને તે કુલ વસ્તીનો ૨/૫ ભાગ છે એટલે ધારાળાની વસ્તી લગભગ ૩ લાખ જેટલી છે. એ લોકોનો ઘણો ભાગ મજુરીનો ધંધો કરે છે. આ જિલ્લાના પાટીદારો કેળવણીમાં ઘણા આગળ વધેલા છે અને ગુજરાતમાંના પાટીદારોમાં સૌથી વધારે સુધરેલા છે. ખેડુત તરીકે પણ એ લોકોની ખેતી વખણાય છે. અહીંના મુસલમાનો ઘણા પછાત છે પણ કપડવંજના દાઉદી વહોરાઓ વેપારમાં ઘણા આગળ વધેલા છે અને સુખી છે. આ જિલ્લામાં ઘાડામાં ઘાડી વસ્તી બોરસદ તાલુકામાં છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે,



ખેડાજીલ્લાનો નકશો.

પણ કપડવંજમાં સાબુ બનાવવાનાં કારખાનાં છે. આ બનવાનું કારણ એ છે કે ત્યાં ઉસ પુષ્કળ મળી આવે છે. કપડવંજથી ૧૫ માઇલ પર આવેલી માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે. એ પત્થર ખંભાત મોકલવામાં આવે છે, અને ત્યાં તેને પકવી સાફ કરવામાં આવે છે.

આ જિલ્લાના **કપડવંજ, ઠાસરા, આણંદ, નડિઆદ, મેહમદાવાદ, માતર** અને **બોરસદ** એવા સાત તાલુકા છે.

કલેકટર સાહેબની કચેરી ખેડામાં છે. ન્યાય ખાતાની અદાલતો અમદાવાદના ડિસ્ટ્રિકટ જજની દેખરેખ નીચે છે. આ જિલ્લા માટે જુદો ડિસ્ટ્રિકટ જજ મૂકવાની યોજના પસાર થઈ છે, પણ નાણાંની તંગીને લીધે અમલમાં મુકાઈ નથી. ખેડા, બોરસદ, ઉમરેઠ, કપડવંજ અને નડિઆદમાં મુન્સફોની કોર્ટો છે. ખેડા જિલ્લાના ઇજનેરના તાબામાં ખેડા અને પચમહાલ એમ બે જિલ્લા છે. જિલ્લા લોકલ બોર્ડની ઑફિસ અને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની ઑફિસ નડીઆદમાં છે. નડીઆદ, કપડવંજ, ખેડા, બોરસદ, આણંદ, ઉમરેઠ અને ડાકોરમાં મ્યુનિસિપાલિટીઓ છે.

આ જિલ્લામાં રેલવેની તથા પાકા રસ્તાની સવડ સારી છે. બી. બી. એન્ડ, સી. આઇ. રેલવે મોટી રેલવે છે અને તે વાસદથી કનીજ સુધી આ જિલ્લામાં થઈ જાય છે. આણંદથી રેલવેના બે ફાંટા નીકળે છે. એક ફાંટો ગોધરે જાય છે અને બીજો ખભાત જાય છે. નડિઆદ આગળથી એક નાના માપની ગાડી કપડવંજ જાય છે. વડોદરા રાજ્યની વસો, પેટલાદ રેલવે પણ આ જિલ્લાના બોરસદ અને માતર તાલુકાના લોકોને ઉપયોગી છે. વાસદથી કઠાણા અને નડિઆદથી ખેડા રેલવે બાંધવાની યોજના ચાલે છે. હાલ મેહમદાવાદથી ખેડે જવાય છે. અહીં સડકો પણ સારી છે. તે ૨૧૮ માઇલ છે. મેહમદાવાદથી ખેડા, નડીઆદથી ખેડા, વાસદથી બોરસદ, આણંદથી ડાકોર, ડાકોરથી કપડવંજ, નડીઆદથી મહુધા વગેરે મુખ્ય રસ્તાઓ છે. હાલ નડીઆદથી ઉમરેઠ, આણંદથી બોરસદ અને માતરથી ખંભાત સુધીની સડકો બંધાય છે.

## જાણવા લાયક સ્થળો—

**ખેડા** (૮,૨૭૭) જિલ્લાનું મુખ્ય કિલ્લેબંધી ગામ વાત્રક અને શેઢીના સંગમ પર આવેલું છે.

**મેહમદાવાદ** ( ૬,૨૦૦ )નું અસલ નામ મહમુદાબાદ હતું અને ઈ. સ. ૧૪૭૯માં મહમુદ બેગડાએ એ ગામ વસાવ્યું હતું.

**નડિઆદ** (૩૨,૦૦૦) આખા જિલ્લામાં મોટું ગામ છે. **અહીં** સરકારી હાઈસ્કૂલ છે. આ ગામ આખા જિલ્લામાં દરેક કામમાં સૌથી આગળ પડતો લાભ લે છે. કેળવણીમાં પણ આ ગામ ઘણું આગળ પડતું છે. **મહુધા** નડીઆદ તાલુકામાં મોટું ગામ છે.

**વડતાલ** નડીઆદ તાલુકામાં બોરીઆવી સ્ટેશનથી દોઢ માઇલ પર સ્વામીનારાયણ ધર્મવાળાનું જાત્રાનું મુખ્ય ધામ છે.

**આણંદ** (૧૧,૦૦૦) રેલવેનું જંક્શન હોવાને લીધે અગત્યનું ગામ છે. ત્યાંથી એક રેલવે ખંભાત તરફ અને બીજી ગોધરા થઇ રતલામ જાય છે.

**ઉમરેઠ** (૧૪,૦૦૦) આણંદ તાલુકાનું મોટું ગામ છે. અહીં મુનસફની કોર્ટ છે.

**ડાકોર** (૮,૦૦૦) ઠાસરા તાલુકામાં જાત્રાનું મોટું ધામ છે. ત્યાં શ્રી રણછોડજીની મૂર્તિ છે અને દર પૂનમે મોટા મેળા ભરાય છે. સૌથી મોટો મેળો માણેકઠારી પૂનમે ભરાય છે.

**કપડવંજ** (૧૫,૦૦૦) તાલુકા ગામ મોહર નદી પર આવેલું છે, અને કાચના ચીજો તથા સાબુને માટે પ્રખ્યાત છે.

**લસુંદ્રા** કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે.

**બોરસદ** (૧૮,૦૦૦) મોટી વસ્તીવાળું તાલુકાગામ છે. અહીં મ્યુનિસિપાલિટી છે. **માતર** અને **ઠાસરા** તાલુકા ગામ છે. માતરમાં જૈન લોકોનું સાચા દેવનું ધામ છે.

## પંચમહાલ જિલ્લો.

ખેડા જિલ્લાની પૂર્વે આવેલો જિલ્લો પંચમહાલ નામે ઓળખાય છે. એની અંદર **ગોધરા, કાલોલ, હાલોલ, ઝાલોદ,** અને **દાહોદ** એવા પાંચ મહાલ આવેલા છે તેથી એનું નામ પંચમહાલ પડયું છે. રેવાકાંઠા એજન્સિનાં જંગલવાળા અને ડુંગરાવાળા **બારીઆના** રાજ્યથી એના બે ભાગ પડયા છે. પૂર્વ ભાગમાં ઝાલોદ અને દાહોદ, અને પશ્ચિમ ભાગમાં ગોધરા, કાલોલ, અને હાલોલ આવેલા છે. ઝાલોદ અને હાલોલ બે મહાલ છે અને તેથી તેના ઉપરી મહાલકરી કહેવાય છે. ગોધરા, કાલોલ, અને દાહોદ તાલુકા છે અને તેના ઉપરી મામલતદાર છે.




પંચમહાલ અને રેવાકાંઠાનો નકશો.

એ જિલ્લાની ઉત્તરે રેવાકાંઠા એજન્સિ, પૂર્વે વાંસવાડા અને જાંબુઘોડાનું રાજ્ય, દક્ષિણે ધારનું રાજ્ય, રેવાકાંઠા એજન્સિ અને વડોદરાનું રાજ્ય અને પશ્ચિમે વડોદરાનું રાજ્ય અને ખેડા જિલ્લો આવેલા છે.

ગોધરાની દક્ષિણે ૨૫ માઇલ પર **પાવાગઢ** નામે **૨,૫૦૦** ફુટ ઉં ડુંગર આવેલો છે. એ ડુંગર ઉપરનો કિલ્લો તાબે કરવાને અહીં ઘણી વખ હિંદુ રાજા અને ગુજરાતના મુસલમાન રાજાઓ વચ્ચે લડાઈ થઈ હત હાલ એ કિલ્લો ખંડિએર સ્થિતિમાં જોવામાં આવે છે. ઉપર કાલિ માતાજીનું દહેરૂં છે. વડોદરા અને ગોધરા વચ્ચેના ચાંપાનેર રોડ સ્ટેશન રેલવેની નાના માપની ગાડી તે તરફ જાય છે. એ લાઈન પર પાવાગ સ્ટેશન છે. ડુંગરોમાંથી સીસું, લોખંડ અને મેગેનીઝ નીકળે છે.

આ જિલ્લામાં ઘણા જંગલો છે. જમીન ગુજરાતના બીજા જિ જેવી રસાળ નથી. કાલોલ, ગોધરા અને હાલોલ તરફની જમીન કં સારી છે. હાલોલ, કાલોલ અને ગોધરામાં કપાસ થાય છે. હાલોલ ત જંગલો કાપી નાખવામાં આવ્યા છે. લોકોનો મુખ્ય ખોરાક ગોધરા, દાહે અને ઝાલોદમાં મકાઈ છે, અને કાલોલ અને હાલોલમાં બાજરી છે આ જિલ્લાનો મુખ્ય પાક મકાઈ છે. આ જિલ્લાની જમીન એ કસ વિનાની છે કે બીજા પાકો થતા નથી, પણ શિઆળામાં જે જમીન ભિનાશ રહે છે તેમાં ચણા; ઘઉં, વટાણા અને દીવેલા થાય છે. ચોમાસા બીજાં તુલો કોદરા, બાવટો, બંટી, તલ, અડદ, સણ, અને મગફળી છે અહીંના જંગલોમાં મહુડાં પુષ્કળ થાય છે. ઝાડના ફૂલ મહુડાં કહેવાય અને તેનો દારૂ બને છે અને ફળો ડોળી કહેવાય છે, અને તેમાંથી તે નીકળે છે. ઇ. સ.ની ૧૭મી સદીમાં જંગલોમાં હાથી હતા પણ ત્યાર કરત જંગલ હાલ ઘણુંજ આછું થઈ ગયું છે, અને વાઘ વગેરે જંગલી પ્રાણીઓ અહીં હજુ જોવામાં આવે છે.

આ જિલ્લો ખેડા જિલ્લા કરતાં મોટો છે પણ એમાં વસ્તી ખે જિલ્લાની વસ્તી કરતાં અડધી છે. તેનું કારણ એ છે કે જમીન રસાળ નથ એની વસ્તી ૩,૨૩,૦૦૦ છે. એમાં મુખ્ય વસ્તી ભીલ અને કોળ (ધારાળા અને બારીઆ)ની છે. બીજી જાતો મુસલમાન ઘાંચી, અને દાઉદ વહોરા છે. ઘાંચી મુસલમાનો ખેતીનો ધંધો કરે છે અને દાઉદી વહોરા વેપારી છે.

ભરૂચ જિલ્લાના સેશન જજ તે આ જિલ્લાના પણ સેશન જજ છે પણ મુન્સફોની કોર્ટ અમદાવાદ જિલ્લાના ડિસ્ટ્રિક્ટ જજની સત્તા નીચે છે. ગોધરા અને દાહોદમાં મુન્સફોની કોર્ટ છે. પંચમહાલ જિલ્લા અને ખેડા જિલ્લા વચ્ચે એક મોટા ઇજનેર છે. પંચમહાલની ત્રિજોરી ખેડા ગણાતી હતી પણ હાલ ઇમ્પીરીઅલ બેંકની શાખા ગોધરે નીકળવાથી પંચમહાલની ત્રિજોરી ખેડાથી છુટી પાડવામાં આવી છે.

આણંદ, ગોધરા, રેલવે અને બરોડા કૉર્ડ લાઈન બંને ગોધરા સુધી છે અને ગોધરાથી રેલવે દિલ્હી જાય છે. એના ત્રણ તાલુકા ગોધરા, કાલોલ અને દાહોદમાં થઇને રેલવે જાય છે. બીજી નાની રેલવે પણ ત્રણ છે. ચાંપાનેર શિવરાજપુરની નાની રેલવે ચાંપાનેર સ્ટેશનથી શિવરાજપુર થઈ છોટાઉદેપુરની પાનીની ખાણ સુધી ગયેલી છે. ગોધરા લુણાવાડા રેલવે પણ નાની છે અને તે લુણાવાડા સુધી ગયેલી છે. વડોદરા રાજ્યની એક નાના માપની રેલવે ટીંબા સ્ટેશનથી ડભોઇ સુધી જાય છે. અહીં અસલ રેલવેની સવડ ન હોવાને લીધે પાકી સડકો પણ ઘણી છે. દાહોદથી ઝાલોદ ૨૧ માઇલ સુધીનો રસ્તો મોટરગાડી ફરે એવો છે. ગોધરાથી લુણાવાડા સુધીની સડક છે. ગોધરાથી એક સડક કાલોલ હાલોલ થઇને જાંબુઘોડા સુધી જાય છે. એક રસ્તો આણંદથી દાહોદ જાય છે. એક સડક સુંથરોડ સ્ટેશનથી સુંથરામપુર સુધી જાય છે. લીમખેડા સ્ટેશનથી એક રસ્તો ઝાલોદ જાય છે. વળી અલી રાજપુર અને કુંદનપુર સુધી પણ સડકો છે.

**जाणवालायक स्थळोः—**

**ગોધરા** (૨૭,૦૦૦) જિલ્લાનું મુખ્ય ગામ છે. એની પાસે ગોધરક નામે તળાવ છે.

**हालोल** (૩,૬૧૭) પાવાગઢની વાયવ્યમાં આવેલું છે. મહમુદ બેગડા નામના ગુજરાતના સુલતાનના વખતમાં આ જગાએ હાલુર નામના સુથારે સુંદર બાગ બનાવ્યો હતો તેથી મહમુદ બેગડાએ આ જગાનું નામ હાલોર રાખ્યું હતું.

**ચાંપાનેર** (૨૮૩) વનરાજે વસાવ્યું હતું અને વનરાજે પોતાના મંત્રીના નામ પરથી તેનું નામ ચાંપાનેર રાખ્યું હતું. હાલ તે મોટે ભાગે ખંડિયેર છે.

**દાહોદ** ( ૧૬,૦૦૦ ) ઔરંગજેબની જન્મભૂમિ છે. પાસે **છાબ** નામે જુનું તળાવ છે. સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની સરદારી નીચે ઓડ લોકોએ આ તળાવ બાંધ્યું હતું. આ લોકોની એટલી મોટી સંખ્યા હતી કે એકેક જણે છાબડી ભરી મટોડું કાઢ્યું કે તળાવ ખોદાઈ ગયું એવી દંતકથા છે. એ શહેર દાહોદ કહવાય છે અને તેનો અર્થ બેહદ થાય છે. ગુજરાત અને મારવાડની હદ અહીં મળે છે. અહીં ગુજરાતી અને મારવાડી બંને ભાષા બોલાય છે અને ગુજરાતી અને મારવાડી લોક અહીં વસે છે.

**झालोद** (૩,૦૦૦) મહાલનું મુખ્ય ગામ છે. દાહોદથી ૨૧ માઇલ દૂર છે અને ત્યાં જવાને સારી સડક છે.

**कालोल** (૫,૦૦૦) તાલુકાનું મુખ્ય ગામ છે. વડોદરાથી ગોધરા જનારી ગાડીના રસ્તા પર ડેરોલ સ્ટેશનથી જવાય છે. ડેરોલથી એ દોઢ માઇલ છે.

## भरुच जिल्लो.

ખેડા જિલ્લાની દક્ષિણે ખંભાતના અખાત પર આવેલો જિલ્લો ભરુચ જિલ્લાને નામે ઓળખાય છે. એની પૂર્વે વડોદરાનું રાજ્ય અને રાજપીપળાનું રાજ્ય, દક્ષિણે સુરત જિલ્લો, પશ્ચિમે ખંભાતનો અખાત અને ઉત્તરે ખેડા જિલ્લો આવેલો છે. મહી નદી ખેડા જિલ્લાથી આને છુટો પાડે છે.

એમાં **નર્મદા** નામે મોટી નદી છે **ભરૂચ**, **શુકલતીર્થ**, **ભાડભૂત** વગેરે ઘણાં ગામો એ નદી પર આવેલાં છે બીજી નદી **ઢાઢર** છે અને તે આમોદ તાલુકાને જંબુસર તાલુકાથી છુટો પાડે છે. **મહી નદી** આ જિલ્લાની ઉત્તરે આવેલી છે અને તે પર સારોદ, કારેલી, કાવી વગેરે ગામો આવેલાં છે. આ ત્રણે નદીઓ ખંભાતના અખાતને મળે છે. નર્મદા નદીમાં ભરૂચ સુધી વહાણો આવી શકે છે. જંબુસર તાલુકામાં કાવી અને ટંકારી એ બે પણ નાનાં બંદર છે અને ત્યાંથી પણ માલની જા આવ થાય છે. વાગરા તાલુકાનું દહેજ પણ બંદર છે અને ત્યાંથી ઘોઘે જવાય છે.




આ પ્રદેશ તદ્દન સપાટ છે, અને લગભગ બધી જમીન કાળી છે. ફક્ત જંબુસર તાલુકાનો પૂર્વ ભાગ ખેડા જિલ્લાને મળતો આવે છે. કાળી જમીનનો મુખ્ય પાક કપાસ છે. જેમ ખેડા જિલ્લો તમાકુનો પ્રદેશ છે તેમ આ કપાસનો પ્રદેશ છે. રેલવે સ્ટેશનો પાસે કપાસ લોઢવાનાં કારખાનાં

પુષ્કળ છે. તેથી કપાસની મોસમમાં આગગાડીને રસ્તે જતાં રૂ સિવાય બીજું કાંઈ ભરુચ જિલ્લાનાં સ્ટેશન આગળ નજરે પડતું નથી. પાલેજ કપાસના વેપારનું મુખ્ય સ્થળ છે અને ત્યાં કપાસ લોઢવાનાં ઘણાં કારખાનાં છે. એ સિવાય અંકલેશ્વર, પાનોલી, ઈલાવ, હાંસોટ, ચમારગામ, આમોદ અને જંબુસરમાં કપાસ લોઢવાનાં કારખાનાં છે. એ સિવાય બીજાં તુલો જુવાર, ઘઉં, લાંગ, તલ અને તુવેર છે. જંબુસર તાલુકાના પૂર્વ ભાગમાં બાજરી, કોદરા, બાવટો બગેરે થાય છે.

આ જિલ્લામાં **ભરુચ, અંકલેશ્વર, વાગરા, આમોદ** અને **જંબુસર** એ પાંચ તાલુકા છે અને **હાંસોટ** મહાલ છે. આ જિલ્લાના ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજ તે પંચમહાલનાં સેશન્સ જજ પણ છે એટલે પંચમહાલના મોટા ફોજદારી ગુના ભરુચ જિલ્લાના જજ સાહેબ ગોધરે જઈ તપાસે છે. સુરત જિલ્લાના મોટા ઈજનેર આ જિલ્લાના બધા બાંધકામની દેખરેખ રાખે છે. અહીં ભરુચ, અંકલેશ્વર અને જંબુસરમાં મુન્સફોની કચેરીઓ છે.

આ જિલ્લાની વસ્તી ત્રણ લાખ છે તેમાં ૭૮ હજાર મુસલમાન છે. એ મુસલમાનો વહોરા કહેવાય છે અને સારા ખેડુતો છે. આ જિલ્લામાં કેટલાંક ગામોમાં ફક્ત મુસલમાનનીજ વસ્તી છે. હાંસોટ તરફ કોળીની વસ્તી વધારે છે. પાટીદારો પણ સારા ખેડુત છે પણ તેઓની વસ્તી ઘટતી જાય છે. આ જિલ્લામાં રજપુતોની વસ્તી પણ ઠીક છે. અહીં ભીલોની વસ્તી થોડી છે અને તે બધા રાજપીપળા તરફથી આવેલા છે. અહીં મજુરોની તંગી ઘણી છે અને ખેડુતો હાથે કામ કરે છે.

આ જિલ્લાના અંકલેશ્વર અને ભરુચ તાલુકામાં થઈને બી. બી. એન્ડ સી. આઈ. રેલવે જાય છે. ભરુચથી જંબુસર જવાની નાના માપની ગાડી જાય છે અને તે લાઈન પર વેજલપોર. ત્રાલસામાઢ, દયાદ્રા, સમની તણછા, આમોદ, અને જંબુસર સ્ટેશનો છે. અંકલેશ્વરથી એક નાના માપની ગાડી નાંદોદ જાય છે. જંબુસરથી એક નાના માપની રેલવે વિશ્વામિત્રી જાય છે. સડકના રસ્તાઓ ત્રણ મુખ્ય છે. ભરુચથી જંબુસર, અંકલેશ્વરથી હાંસોટ અને હાંસોટથી સાહોલ છે. સાહોલથી કીમ સુધીનો રસ્તો પણ

પાકો છે અને તે સુરત જિલ્લાની હદમાં આવેલો છે. અંકલેશ્વરથી બોરભાઠા સુધીની એક સડક છે.

**જાણવાલાયક સ્થળોઃ—**

**ભરુચ** (૪૩,૦૦૦) જિલ્લાનું મુખ્ય શહેર નર્મદા નદીને કિનારે ઉત્તરે પાઘડી પને આવેલું છે. એ શહેરમાં ભૃગુ ઋષિનો આશ્રમ હતો અને તેના નામ પરથી એનું નામ ભરુચ પડયું છે. ભરુચના ભાર્ગવ બ્રાહ્મણો ભૃગુ ઋષિના કુળમાંથી ઉતરી આવેલા કહેવાય છે. શહેરની પૂર્વમાં બલિરાજાએ કરેલા યજ્ઞની જગા અને ભૃગુ ઋષિનું દહેરૂં જોવા લાયક છે.

**અંકલેશ્વર** (૧૨,૦૦૦) તાલુકા ગામ અને રેલવે સ્ટેશન છે. અહીંથી નાંદોદ જવાને રેલવેની નાના માપની ગાડી છે. નાંદોદથી લાકડાં, વાંસ, મીણ, મધ, વગેરે જંગલની પેદાશ તથા કપાસ અહીં આવે છે.

**જંબુસર** (૧૦,૦૦૦) જંબુસર તાલુકાનું મુખ્ય ગામ છે. ભરુચથી જંબુસર અને જંબુસરથી વિશ્વામિત્રી સુધીની નાના માપની રેલવે છે.

**ભાડભૂત** (૧,૦૨૭) નર્મદા નદી પર ભરુચથી ૮ માઇલ પર પશ્ચિમમાં આવેલું નાનું ગામડું છે. ત્યાં ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે તેથી ગામનું નામ ભાડભૂત પડયું છે. જ્યારે અધિક માસ ભાદરવા મહીનામાં આવે છે ત્યારે ત્યાં મોટી જાત્રા ભરાય છે.

**કડોદ** પણ નર્મદા નદી પર શુક્લતીર્થના રસ્તા પર ગામડું છે. જ્યારે અધિક મહીનો વૈશાખ આવે છે ત્યારે અહીં જાત્રા ભરાય છે.

**શુક્લતીર્થ** (૨,૫૨૬) ભરુચથી પૂર્વે દસ માઇલ પર નર્મદાના કિનારા પર આવેલું નાનું ગામડું છે. અહીં દર કાર્તકી પૂનેમે મેળો ભરાય છે અને તે પાંચ દિવસ રહે છે અહીં નાહવાનું પૂન્ય છે અને તે વખતે અહીં નાહવાથી પાપ નાશ થાય છે એમ કહેવાય છે. શુક્લતીર્થ પાસે **કબીરવડ** નામનો એક મોટો વડ છે. તે એટલો બધો મોટો હતો કે ૭,૦૦૦ માણસનું લશ્કર નીચે ખુશીથી રહી શકતું. હજુ પણ એ ગુજરાતમાંનું એક જોવાલાયક ઝાડ છે. કબીરે દાતણ કરી જે ચીરી નાખી હતી તેમાંથી આ વડ ઊગ્યો છે એમ કહેવાય છે અને તેથી એ કબીરવડને નામે ઓળખાય છે.

**કાવી** જંબુસર તાલુકામાં ખંભાતના અખાત પર આવેલું નાનું બંદરછે. અહીં સાસુ વહુનાં શ્રાવકોનાં દહેરાં જોવાલાયક છે.

**હાંસોટ** મહાલનું મુખ્ય ગામ છે. એ અકલેશ્વરથી ૧૩ માઇલ દૂર છે. જવાને પાકી સડક છે. ઉનાળામાં રહેવા જેવું સ્થળ છે.

**આમોદ** તાલુકા ગામ છે અને રેલવે થવાથી અહીં વેપાર વધવા માંડ્યો છે. અહીં આમોદના ઠાકોર સાહેબ રહે છે.

**પાલેજ** ભરુચ તાલુકામાં રેલવે સ્ટેશન છે. અહીં કપાસ લોઢવાનાં ઘણાં કારખાનાં છે અને એ કપાસની મોસમમાં વેપારનું સ્થળ થઈ પડે છે.

## સુરત જિલ્લો.

ગુજરાતનો છેક દક્ષિણમાં આવેલો જિલ્લો સુરત જિલ્લાને નામે ઓળખાય છે. જેમ બારીઆનું રાજ્ય પચમહાલના બે ભાગ કરે છે તેમ વડોદરા રાજ્યનો મુલક સુરત જિલ્લાના બે ભાગ કરે છે; એટલે **માંડવી અને બારડોલી** તાલુકાને સુરત જિલ્લાના બીજા તાલુકાથી વડોદરા રાજ્યનો મુલક જુદો પાડે છે.

એની ઉત્તરે ભરુચ જિલ્લો, પૂર્વે વડોદરાનું રાજ્ય, વાંસદાનું રાજ્ય અને ખાનદેશ જિલ્લો, દક્ષિણે થાણા જિલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. ભરુચ અને સુરત જિલ્લા વચ્ચે કીમ નદી આવેલી છે અને સુરત અને થાણા જિલ્લા વચ્ચે દમણગંગા નદી છે.

આ જિલ્લાનો પશ્ચિમ ભાગ સપાટ અને રસાળ પ્રદેશ છે. પૂર્વ ભાગ તરફ સહ્યાદ્રિના ફાંટા આવેલા છે અને તે જોઇએ તેવો રસાળ નથી. પૂર્વ સરહદ પર ડુંગરા છે અને ત્યાંના હવાપાણી સારાં નથી. એ ભાગમાં કાળીપરજ રહે છે. સુરત મોટું શહેર હોવાને લીધે આજુબાજુના ગામોમાં શાકભાજી ઉત્પન્ન થાય છે. જલાલપોર, બારડોલી તાલુકામાં પુષ્કળ કપાસ થાય છે. જલાલપોર તાલુકાનો અમલસાડને લગતો ભાગ ઘણોજ ફળદ્રુપ છે અને ત્યાં શેરડી, અનનાસ, કેરી, ફણસ, પીપેર, અળદ, (હળદર) વગેરે થાય છે. ઓલપાડ તાલુકામાં ઘઉં થાય છે. બીજા મુખ્ય પાકો જુવાર, કઠોળ, તુવેર, તલ છે. ડુંગરાના ભાગો અને વલસાડ અને પારડી તાલુકો જ્યાં વરસાદ વધારે પડે છે ત્યાં ડાંગર થાય છે. પૂર્વના




ડુંગરવાળા ભાગમાં જંગલ છે. એ જંગલને લગતાં ડાંગનું જંગલ, વાંસદાનું જંગલ, અને ધરમપોરનાં જંગલ આવેલાં છે.

આ જિલ્લામાં સુરત મોટું બંદર છે, અને ત્યાં ઘણાં વહાણો આવે છે. હાલ નદીનું મુખ પુરાઈ જવાથી પહેલાં જેટલો નદી માર્ગે વેપાર ચાલતો

નથી. ઈ. સ. ૧૬માં સૈકાથી લેઈ ઈ. સ. ના ૧૮મા સૈકા સુધી સુરત એ ઘણુંજ મોટું બંદર ગણાતું અને પશ્ચિમ કિનારા પર વેપારનું મુખ્ય મથક હતું તેથી યુરોપની જુદી જુદી પ્રજાઓએ વેપારને માટે અહીં પોતપોતાની કોઠીઓ રાખી હતી. વલસાડ બંદરેથી પુષ્કળ ઈમારતી લાકડું અને ઈંટ બહારગામ જાય છે. એ સિવાય ભગવાદાંડી અને મટવાડ પણ નાનાં બંદર છે. ઘણા વર્ષો સુધી ભાવનગર જનારા લોકો ભગવાદાંડી**થી** ભાવનગર જતાં. રેલવે થવાને લીધે આ રસ્તે હવે ઉતારુઓ જતા **નથી.**

આ જિલ્લાના ઘણા તાલુકા નદીને લીધે એક બીજાથી જુદા પડે છે. ચોર્યાસી તાલુકાની દક્ષિણે મીંઢોળા નદી છે. જલાલપોર તાલુકાની ઉત્તરે પૂર્ણા નદી અને દક્ષિણે અંબીકા નદી છે. પારડી તાલુકાની ઉત્તરે પાર નદી અને દક્ષિણે દમણગંગા નદી છે. માંડવી તાલુકાની દક્ષિણે તાપી નદી આવેલી છે. બારડોલી તાલુકાની ઉત્તરે તાપી નદી અને દક્ષિણે પૂર્ણા નદી આવેલી છે. ઓલપાડ તાલુકાની ઉત્તરે કીમ નદી અને દક્ષિણે તાપી નદી આવેલી છે. **તાપી** નદી સાબરમતીથી બમણી લાંબી છે. એ નદી મધ્યપ્રાંતમાં બીટલ અથવા બૈતુલ જિલ્લામાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે.

એમાં જાણવા જેવો ડુંગર **પારનેરા**નો છે અને તે વલસાડની પાસે આવેલો છે. એ ડુંગર પર હિંદુ રાજાનો કિલ્લો હતો. ત્યાં હાલ માત્ર માતાનું દહેરું અને કિલ્લાનાં ખંડિએર જોવામાં આવે છે. ડુંગરમાંથી પત્થર ખોદી કાઢવામાં આવે છે અને તે સડકો બનાવવાના કામમાં આવે છે. અહીં દરીઆ પાસે હોવાને લીધે **ધરાસણા**માં મીઠું પકવવામાં આવે છે. ધરાસણાની પાસે **છરવાડા**માં પણ મીઠું પકવવામાં આવે છે.

આ જિલ્લાના પાંચ તાલુકા **ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ** અને **પારડી** દરીઆ પર આવેલા છે તેથી ત્યાં તાપ વિશેષ લાગતો નથી અને હવા સારી છે. એમાં પણ વલસાડ અને પારડીના પૂર્વ ભાગની હવા સારી નથી, કેમકે તેમની પાસે જંગલો આવેલાં છે. **માંડવી, બારડોલી** અને **ચીકલી** અંદર પડતા તાલુકા છે અને **વાલોડ** મહાલ છે. એ ચારેની હવા સારી ગણાતી નથી. અહીં રાંદેર, અને વલસાડમાં મ્યુનિસિપાલિટી છે અને ઓરપાડ, વલસાડ અને સુરતમાં

મુન્સફોની કચેરી છે. સુરતમાં સેશન્સ જજની કચેરી ઉપરાંત નાના કજીઆ તપાસવાને સ્મૉલ કૉઝ કૉર્ટ જજની કચેરી છે. તેવીજ કચેરી અમદાવાદમાં પણ છે. સુરતના સરકારી બાંધકામખાતાના ઇજનેરના તાબામાં સુરત અને ભરુચ એમ બે જિલ્લા છે.

સુરત જિલ્લો લગભગ ભરુચ જિલ્લા જેવડો છે પણ સુરત જિલ્લામાં વસ્તી લગભગ ભરુચ જિલ્લાથી બમણી છે. અહીં વસ્તી લગભગ ૭ લાખની છે. પૂર્વ ભાગમાં કાળી પરજની વસ્તી વધારે છે. આ જિલ્લામાં લગભગ અઢી લાખ માણસની કાળી પરજની વસ્તી છે. અહીં અનાવીલ બ્રાહ્મણો ખેતી કરે છે, પણ હાલ એ બધા લોકોનું વલણ ખેતી પર નથી. અહીંના કોળી અને ખારવાઓ ઘણા મહેનતુ છે અને ખાસ કરીને પૂલો બાંધવાના કામ માટે પરદેશ જાય છે. ઘણા કોળીઓ વહાણો લઈને પણ ફરે છે. અહીં ૫૬,૦૦૦ મુસલમાનની વસ્તી છે પણ તેમાંના લગભગ ૩૦,૦૦૦ શહેરોમાં રહે છે. અહીંના મુસલમાનો વેપારમાં ઘણા આગળ વધેલા છે. સુરતના દાઉદી વહોરા અને રાંદેરના વહોરા રંગુન, બ્રહ્મદેશ, સીઆમ, સ્ટ્રેટ્સ સેટલમેન્ટ્સ, આફ્રિકા, અરબસ્તાન વગેરે દેશોમાં જઈને મોટો વેપાર કરે છે.

એના પારડી, વલસાડ, જલાલપોર, ચોર્યાસી અને ઓરપાડ તાલુકામાં થઈને મોટી રેલવે જાય છે. સુરતથી નંદરબાર તરફ રેલવે જાય છે તે બારડોલી તાલુકામાં થઈને જાય છે. બીલીમોરાથી નાના માપની ગાડી વડોદરા રાજ્યની રેલવે વાંસદાની સરહદ સુધી જાય છે અને તે ખાસ કરીને ચીખલી તાલુકામાં થઈને જાય છે. એના ફક્ત માંડવી તાલુકામાં રેલવે નથી પણ બારડોલીના મઢી ગામથી માંડવી તાલુકામાં જવાય છે. સડકો પણ સારી છે, તેથી વેપારને ઘણો ફાયદો થાય છે. છેક સુરતથી બારડોલી, સુરતથી કુદીઆણા અને દાંડી, સુરતથી ઓરપાડ, કીમથી માંડવી વગેરે ઘણા રસ્તા છે.

## જાણવા લાયક સ્થળો:—

**સુરત:**—(૧,૧૭,૦૦૦) જિલ્લાનું મુખ્ય શહેર તાપી નદીના કિનારા પર આવેલું છે. ઇ. સ. ૧૬૮૭માં કંપનિ સરકારે મરાઠાના હુમલા

તથા લૂંટફાટને લીધે સુરત બદલીને મુંબાઈ મુખ્ય સ્થળ રાખ્યું ત્યાં સુધી એ ઘણુંજ આબાદ શહેર હતું. એ શહેર એનાં રેશમી કાપડ તથા કસબ કામને માટે પ્રખ્યાત છે. શહેરમાં ત્રણ મિલો છે. રીતભાતમાં સુરતની વસ્તી ઘણી સુધડ છે.

**વલસાડ** ( ૨૦,૦૦૦ ) બંદર છે. અહીંથી ઇમારતી અને બાવળનાં લાકડાં, અનાજ, ગોળ, અને ઇંટ બહારગામ જાય છે. વલસાડની પાસે **તીથલ** ( ૮૯૨૮ ) દરીઆકિનારા પર હવાખાવાનું સ્થળ છે.

**ડુમસ** ( ૩,૧૦૦ ) સુરતથી દસ માઇલ પર સચીનના રાજ્યના તાબાનું ગામ દરીઆ કિનારા પર આવેલું છે અને ત્યાં ઉનાળામાં શ્રીમંત લોકો જઈ રહે છે. સુરતથી ડુમસ સુધીની સડક છે.

**ઉદવાડા** ( ૩,૧૪૪ ) પારડી તાલુકામાં પારસીઓનું જાત્રાનું ધામ છે.

**હજીરા** તાપી નદીના મુખ ઉપર જમણે કિનારે ઓરપાડ તાલુકામાં હવાખાવાનું મથક છે. ગામનું નામ ઢઉ છે પણ વોકસ સાહેબની ત્યાં કબર ( હજીરો ) છે તેથી એ જગા હજીરા નામે ઓળખાય છે. ત્યાં દીવાદાંડી પણ છે.

**બહુધાન** (૩,૩૬૧) માંડવી તાલુકામાં તાપી નદીને તીરે આવેલું જાત્રાનું ધામ છે. સિંહસ્થ વર્ષમાં ત્યાં જાત્રા ભરાય છે.

**રાંદેર** ( ૧૧,૦૦૦, ) પુરાણું શહેર સુરત કરતાં પણ જુનું છે. અહીંના ઘણા મુસલમાનો વેપારને માટે બહારગામ જાય છે અને સારી ખેરાત કરે છે. અહીં મ્યુનિસિપાલિટી છે. **માંડવી, બારડોલી, જલાલપોર, ઓરપાડ, ચીકલી** અને **પારડી** તાલુકાગામ છે. **વાલોડ** મહાલનું ગામ છે. માંડવી અને પારડીમાં હાઇસ્કૂલો છે.

## વડોદરાનું રાજ્ય.

તમે ગુજરાતના ખાલસા મુલકની ભૂગોળ શીખી ગયા. હવે એમાં આવેલાં દેશી રાજ્યોની ભૂગોળ તમારે શીખવાની છે. એ દેશી રાજ્યોમાં **વડોદરાનું રાજ્ય** મોટું છે. એ રાજ્ય મુંબાઈ સરકારની દેખરેખ નીચે નથી, પણ હિંદુસ્તાનની વડી સરકારની દેખરેખ નીચે છે. એ રાજ્ય એક

જયે નથી પણ ચાર કટકે વહેંચાયેલું છે. **વડોદરા પ્રાંત** ભરુચ જિલ્લાની **પૂર્વે**, **કડી** પ્રાંત અમદાવાદ જિલ્લાની ઉત્તરે, **નવસારી પ્રાંત** સુરત જિલ્લાની પૂર્વે અને **અમરેલી પ્રાંત** કાઠિઆવાડમાં જુદે જુદે ઠેકાણે વહેંચાયેલો છે. અમરેલી પ્રાંતનો એક પેટામહાલ ઓખામંડળ છેક દરીઆ પર કાઠિઆવાડની વાયવ્યમાં આવેલો છે.

આ રાજ્ય ચાર કટકે વહેંચાયેલું છે અને ચારે પ્રાંતમાં કુદરતી રચના કંઈ જુદી છે ઓખામંડળ રેતીનું રણ છે, અમરેલી તરફ ગીરના ડુંગરો, વડોદરા અને કડી પ્રાંત સપાટ મેદાનો છે અને નવસારી પ્રાંતમાં સોનગઢ અને વ્યારા ડુંગરના અને જંગલના પ્રદેશ છે. નવસારી પ્રાંતનો બાકી ભાગ ઘણોજ ફળદ્રુપ છે કડી પ્રાંતમાં **સરસ્વતી** નદી મુખ્ય છે અને તે પર પાટણ અને સિદ્ધપુર આવેલા છે. **વિશ્વામિત્રી** નદી પર વડોદરા શહેર આવેલું છે.

કડી પ્રાંત, વડોદરા પ્રાંતનો પશ્ચિમ ભાગ, અને નવસારી પ્રાંતના દરીઆ તરફના તાલુકા ઘણાજ ફળદ્રુપ છે. કડી પ્રાંતમાં અળશી, તેલી બીઆં અને અફીણ, અમરેલીમાં કપાસ, નવસારીમાં કપાસ અને શેરડી, અને વડોદરા પ્રાંતમાં કપાસ અને તમાકુ મુખ્ય પેદાશ છે. નવસારી પ્રાંતમાં બાગાયત પેદાશ પુષ્કળ થાય છે અને ત્યાં આંબા, અનનાસ, ફણસ વગેરે મેવો પણ થાય છે.

બધા પ્રાંતોમાં કડી પ્રાંતની હવા સારી છે. નવસારી પ્રાંતના જંગલવાળા ભાગોની હવા ખરાબ છે. અમરેલી અને નવસારી પ્રાંત દરીઆ પાસે હોવાને લીધે તેમાં શિઆળામાં કડી પ્રાંત જેટલી ઠંડી પડતી નથી.

આ રાજ્યનો વિસ્તાર ૮,૦૦૦ ચો. મા. છે અને વસ્તી ૨૧ લાખ છે. વડોદરામાં દક્ષિણી બ્રાહ્મણો અને મરાઠાઓ, ઓખામંડળમાં વાઘેર રજપુતો, અમરેલી પ્રાંતમાં કાઠી રજપુતો, સિદ્ધપુરમાં ઔદિચ્ય બ્રાહ્મણો અને વહોરાઓ. પેટલાદમાં પાટીદારો, નવસારીમાં પારસી અને અનાવીલ બ્રાહ્મણો અને સોનગઢમાં અનાર્ય જાતના ચોધરા જોવામાં આવે છે.

રાજ્યમાં વાઇસરૉય તરફનો એક અમલદાર રેસિડેન્ટ રહે છે રાજ્ય-વ્યવસ્થા લગભગ અંગ્રેજી રાજ્યના જેવી છે. કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા,

રેવાકાંઠા વગેરે એજન્સિના રાજાઓ તથા તાલુકદારો પાસે ગાયકવાડની લેણી ખંડણી અંગ્રેજ સરકાર વસુલ કરી ગાયકવાડને પહોંચાડે છે. એ રાજ્યના રાજા ગાયકવાડ કહેવાય છે અને તે મરાઠા જાતના છે.

**जाणवा लायक स्थळो—**

**વડોદરા** (૯૪,૭૧૨) વડોદરા રાજ્યની રાજધાનીનું નગર રાજા ચંદને વસાવ્યું હતું અને પોતાના નામ પરથી એનું નામ એણે ચંદનાવતી રાખ્યું હતું. શહેરમાં કૉલેજ, ન્યાયમંદિર, રાજાનો મહેલો, સંગ્રહસ્થાન,



વડોદરાનો રાજમહેલ.

બાગ વગેરે ઘણાં જોવાલાયક સ્થળો છે. આ શહેર રેલવેનું જંકશન છે અને રેલવેનો એક ફાંટો ગોધરે થઈ દિલ્હી તરફ જાય છે.

**ડભોઈ** (૧૫,૮૭૦) વડોદરાથી ૧૮ માઇલ પર જુના કિલ્લાને માટે પ્રખ્યાત છે. ડભોઈ નામના એક ઈજનેરના નામ ઉપરથી એનું નામ ડભોઈ પડયું છે. વડોદરા રાજ્યની રેલવેનું આ મોટું જંકશન છે. અહીં

કપાસનો મોટો વેપાર છે. મિયાગામથી છોટાઉદેપુર તરફ જતી રેલવે અને વિશ્વામિત્રીથી ચાંદોદ જનારી ગાડી અહીં મળે છે. વળી ટીંબા રોડથી જે ગાડી નીકળે છે તે પણ અહીં મળે છે.

**પાટણ** ( ૨૭,૦૧૭ ) કડી પ્રાંતમાં આવેલું શહેર છે. તે વનરાજે ઇ. સ. ૭૪૫માં વસાવ્યું હતું. પ્રાચીન કાળમાં એ ઘણું પ્રસિદ્ધ શહેર હતું અને જુના વખતનાં ખંડેરો હજુ જોવામાં આવે છે. રાણીવાવ અને વનરાજની મૂર્તિ, એ બે જુના વખતમાં કામો હજુ મોજુદ છે. એ શહેર તરવાર, સુડી. પટોળાં અને માટીનાં વાસણ માટે હજુ પ્રખ્યાત છે. અમદાવાદ શહેર વસ્યું ત્યાંસુધી એ ગુજરાતનું રાજનગર હતું.

**વડનગર** (૧૧,૬૭૧) જુનું ઐતિહાસિક શહેર છે. એક વખતે એમાં ઘણો પૈસો હતો. આ ગામ વડનગરા નાગરનું મૂળ સ્થાન છે.

**સિદ્ધપુર** (૧૬,૧૮૭) સરસ્વતી નદી પર જાત્રાનું ધામ છે. એ સ્થળે માતૃશ્રાદ્ધ કરવામાં આવે છે. અહીં રુદ્રમાળ નામના પ્રસિદ્ધ દહેરાનાં ખડિએરો જોવામાં આવે છે.

**નવસારી** (૧૯,૪૩૭) જુનું શહર નવસારી પ્રાંતમાં આવેલું છે. ત્યાં પારસીઓની વસ્તી વધારે છે અને ત્યાંની હવા સારી ગણાય છે.

**સોનગઢ** (૨,૦૧૩) નવસારી પ્રાંતમાં ટાપ્ટિ વેલિ રેલવેનું સ્ટેશન છે. એ ગુજરાતમાં ગાયકવાડનું પહેલું રાજધાનીનું શહેર હતું. હાલ માત્ર તેના જુના કિલ્લાને માટે પ્રસિદ્ધ છે.

**કર્નાળી** નર્મદાને તીરે મોટું યાત્રાનું ધામ ગણાય છે. એ ઉપરાંત **બહુચરાજી** યાત્રાનું સ્થળ છે અને **ઉંઝા**માં કડવા કણબીની કુળદેવીનું સ્થાન છે. **પેટલાદ** ( ૧૫,૧૫૯ ) **કડી** ( ૧૧,૯૧૯ ) અને **વીસનગર** ( ૧૩,૮૫૫ ) જોવા લાયક જગાઓ છે. **મહેસાણા** ( ૧૧,૫૮૮ ) રેલવેનું જંકશન છે. અહીંથી મોટી રજપુતાના રેલવે જાય છે. મહેસાણાથી એક લાઇન વીરમગામ, એક લાઇન પાટણ અને એક લાઇન વીસનગર વડનગર જાય છે. પાટણની લાઇનનો એક ફાંટો બહુચરાજી તરફ જાય છે. વડોદરા રાજ્યના દરેક ભાગમાં રેલવે જાળ માફક આપી રહેલી છે અને તેથી લોકોને ઘણી સગવડ પડે છે.

## કાઠિઆવાડ.




ગુજરાતમાં મોટી એજન્સિ કાઠિઆવાડ છે અને તે **પશ્ચિમ હિંદુસ્તા**
**નના રાજ્યની એજન્સિનો** એક ભાગ છે. ઇ. સ. ૧૯૨૪માં કાઠિઆવા

એજન્સિ,કચ્છ અને પાલનપુર એજન્સિ એ ત્રણુની,પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યની એજન્સિ નામે બનાવી મુંબઈ સરકારની દેખરેખ નીચેથી લઈ હિંદી સરકારની દેખરેખ નીચે મુકવામાં આવી છે. આ એજન્સિના ઉપરી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ કહેવાય છે. કાઠિઆવાડ એક દ્વીપકલ્પ છે કારણ કે એની ત્રણ બાજુએ સમુદ્ર છે. એ એક બેટ હોવો જોઇએ, કારણ કે એની ચોથી બાજુએ ચોમાસામાં ખંભાતના અખાતમાંથી પાણી આવે છે અને તે વખતે એ તદ્દન બેટ લાગે છે. આ દ્વીપકલ્પમાં વડોદરા રાજ્યનો અમરેલી પ્રાંત, કોડીનાર, અને ઓખામડળ, ફીરંગીનું દીવ અને અંગ્રેજી ધંધુકા તાલુકો અને ઘોઘા મહાલ છે. એ ઉપરાંત એમાં ૧૮૩ નાનાં રાજ્યો છે. એમાં આઠ પહેલા વર્ગનાં રાજ્યો અને છ બીજા વર્ગનાં રાજ્યો છે. જુનાગઢ, જામનગર, ભાવનગર, ધાંગધ્રા, પોરબંદર, મોરબી, જાફરાબાદ ગોંડલ એ પહેલા વર્ગના રાજ્યો છે અને વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીંબડી, રાજકોટ અને વઢવાણ એ બીજાં વર્ગનાં રાજ્યો છે. બધાં રાજ્યોની દેખરેખ રાખવા ગવર્નર જનરલ તરફનો ખાસ અમલદાર રાજકોટમાં રહે છે. એના હાથ નીચે અમલદાર હોયછે અને તે દરેકને પોલિટિકલ એજન્ટ કહે છે અનેતે દરેકને એકેક ભાગ આપવામાં આવ્યો છે. કાઠિઆવાડના ચાર પ્રાંત હાલાર, ઝાલાવાડ, ગોહીલવાડ અને સોરઠ હતા, પણ હાલ તેના બે પ્રાંત કરવામાં આવ્યા છે-**પશ્ચિમ કાઠિઆવાડનાં રાજ્યો** અને **પૂર્વ કાઠિઆવાડનાં રાજ્યો**. પશ્ચિમ કાઠિઆવાડમાં સોરઠ અને હાલાર પ્રાંત આવેલા છે અને પૂર્વ કાઠિઆવાડમાં ગોહિલવાડ અને ઝાલાવાડ આવેલા છે.

આ રાજાઓએ પણ ગાયકવાડની માફક રેલવેઓ બાંધી છે અને હાલ છેક દ્વારકા સુધી રેલવેમાં જવાય છે. હાલાર પ્રાંતમાં **નવાનગર** (૪૩,૦૦૦), **મોરબી** (૧૩,૦૦૦) અને **ગોંડળ** (૧૭,૦૦૦) એ ત્રણ પહેલા વર્ગનાં રાજ્યની રાજધાની અને **ધ્રોળ** અને **રાજકોટ** એ બીજા વર્ગનાં રાજ્યોની રાજધાની છે. નવાનગર કંકુ તથા રેશમી અને કસબના ભરત કામને માટે પ્રસિદ્ધ છે. અહીંના રાજા જામ સાહેબને નામે ઓળખાય છે. ગોંડળમાં ગરાસીઆઓને માટે એક સ્કૂલ તથા હાઇ સ્કૂલ છે. રાજકોટમાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રહે છે. અહીં રાજકુમારોને ભણવા સારૂ એક શાળા, એક હાઈ સ્કૂલ, બે ટ્રેનિંગ કૉલેજો અને એક ઉદ્યોગશાળા છે.

સોરઠ પ્રાંત કાઠિઆવાડના નૈર્ઋત્ય ખુણા તરફ આવેલો છે તેમાં **જુનાગઢ, જાફરાબાદ અને પોરબંદર** એ ત્રણ પહેલા વર્ગનાં રાજ્યો છે. જુનાગઢ (૩૩,૦૦૦), પોરબંદર(૨૯,૦૦૦)અને જાફરાબાદ એ ત્રણ મોટાં ગામ છે. જુનાગઢના નવાબ બાબી કુટુંબના છે. જુનાગઢની પાસે ગીરનારનો ડુંગર જૈન અને હિંદુઓનું જાત્રાનું ધામ છે. જુનાગઢમાં હાઇસ્કુલ, મહાવિધ્યાલય, (આર્ટ્સ કૉલેજ) નવાબ સાહેબનો મહેલ, વગેરે જોવાલાયક મકાનો છે. **સોમનાથ પાટણ** જુનાગઢના રાજ્યમાં દરીઆ પર આવેલું જુનું શહેર છે. અહીં સોમનાથ મહાદેવનું દહેરૂં છે. મુસલમાન રાજાઓએ ઘણી વખત આ દહેરૂં ભાંગી નાંખ્યું હતું. હાલ તેનો ઘણો ભાગ ખંડીએર છે. **પોરબંદર** દરીઆ કિનારા પર બંદર છે. કેટલાક કહે છે કે આ જગ્યાએ સુદામાપુરી હતી. અહીંથી પત્થર તથા ઘી પરદેશ મોકલવામાં આવે છે. જાફરાબાદ જંજીરાના સંસ્થાનને તાબે છે.

ઝાલાવાડ જે હાલારની પૂર્વે આવેલો છે, તેમાં **ધ્રાંગધ્રા** પહેલા વર્ગનું અને **વઢવાણ, લીમડી** અને **વાંકાનેર** બીજા વર્ગનાં રાજ્યો છે. લીમડી, વઢવાણ અને વાંકાનેર એ ત્રણ રાજ્યો ધ્રાંગધ્રાની શાખા છે. **વઢવાણ** (૧૬,૦૦૦), **ધ્રાંગધ્રા** (૧૮,૦૦૦) **લીમડી** (૧૧,૦૦૦) અને **વાંકાનેર** એ મોટાં ગામો છે. વઢવાણ કેમ્પમાં તાલુકદારી ગરાસીઆ સ્કુલ છે. વઢવાણ કેમ્પ રેલવેનું જંકશન છે. અહીંથી એક ગાડી ભાવનગર જાય છે, બીજી ધ્રાંગધ્રા જાય છે અને ત્રીજી રાજકોટ જાય છે.

ગોહીલવાડ પ્રાંત ઝાલાવાડની દક્ષિણે આવેલો છે. તેમાં ભાવનગર પહેલા વર્ગનું અને પાલિતાણા બીજા વર્ગનું રાજ્ય છે. એમાં **ભાવનગર** અને **પાલિતાણા** એ મોટાં ગામ છે. ભાવનગર (૫૯,૦૦૦) એક શોભીતું અને મોટું શહેર છે. આ રાજ્યનો વેપાર દરીઆમાર્ગે ચાલે છે અને એ મોટું બંદર છે. પાલિતાણા શેત્રુંજાના ડુંગરને લીધે પ્રખ્યાત છે. અહીં જૈનનાં મોટાં સુંદર દહેરાં છે.

ઓખામંડળમાં **દ્વારકા** (૭૯૭૭) જાત્રાનું ધામ અને બંદર છે. બેટ નામનો ટાપુ કચ્છના અખાતમાં આવેલો છે અને તે શંખોદ્ધાર નામે

ઓળખાય છે. એ પણ જાત્રાનું ધામ છે. આ વડોદરા રાજ્યને તાબે છે. **અમરેલી** (૧૮,૦૦૦) કાઠિઆવાડમાં વડોદરા રાજ્યનું મોટું ગામ છે.

**દીવ** ફીરંગીનું સંસ્થાન છે. ત્યાંના ભાવસારો છાપવાનું કામ સારૂં જાણે છે.

## पालनपुर एजन्सि અને महीकांठा एजन्सि

આ બે એજન્સિઓ પોલિટિકલ એજન્ટની દેખરેખ નીચે છે. ગુજરાતની કાઠિઆવાડ એજન્સિ બાદ કરતાં બધામાં મોટી **પાલણપુર એજન્સિ** છે. પાલનપુર એજન્સિ હવે વેસ્ટર્ન ઇંડીઆ સ્ટેટ્સ (પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યો) એજન્સિનો ભાગ છે. એ ગુજરાતની છેક ઉત્તરમાં આવેલી છે. **પાલણપુર** અને **રાધનપુર** એ બે મોટાં પહેલાં વર્ગનાં રાજ્યો અને **થરાડ** ત્રીજા વર્ગનું રાજ્ય છે. **પાલણપુર** (૧૭,૮૪૩) પાલણપુરના રાજ્યની રાજધાની છે. **ડીસા** (૭,૩૨૮) પાલણપુરમાં અંગ્રેજી લસ્કરનું સ્થળ પાલણપુર ગામની પશ્ચિમે **૧૮** માઇલ પર આવેલું છે.

**રાધનપુર** (૯,૯૦૨) રાધનપુરના રાજ્યની રાજધાની છે. બંને રાજ્યો મુસલમાની છે અને તેના રાજા નવાબ કહેવાય છે. બેઉ રાજ્યની મુખ્ય નિકાસ સુરોખાર, અનાજ, સરસવ, તલ, અને કપાસ વગેરે છે.

**મહીકાંઠા એજન્સિ** ગુજરાતના ઇશાન ભાગની સરહદ પર આવેલી છે. એમાં ઇડર પહેલા વર્ગનું રાજ્ય અને **દાંતા** અને **પોલ** એ એ બીજા વર્ગનાં રાજ્યો છે. એ ઉપરાંત બીજાં નાનાં ૪૯ રાજ્યો છે. આ ભાગમાં થઈને **साबरमती, वात्रक, हाथमती** અને **सरस्वती** વહે છે. હાથમતીનું પાણી અમનગરની ઉત્તરે બંધ બાંધી ખેતી વાડીને પુરૂં કરવામાં આવે છે. એમાં **ईडर** (૪,૯૭૪) **अमनगर** (૩,૮૫૪) એ મોટાં ગામ છે. **દાંતાનું** નાનું રાજ્ય અંબા માતાના દહેરા તથા તેમાં આવેલા આરાસુર પહાડને માટે પ્રખ્યાત છે.

## रेवाकांठा एजन्सि.

આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે. એમાં **राजपीपळानुं** રાજ્ય પહેલા વર્ગનું અને **छोटा उदेपुर, बारीआ, लुणावाडा, वाडासिनोर, कडाणा,** અને **संथ** એ બીજા વર્ગનાં રાજ્યો છે. આ ઉપરાંત બીજાં નાનાં ૨૯

राज्यो छे. आ एजन्सि डुंगराळ छे, अने तेथी जंगलनो मुलक **छे.** एमां काळी परजनी वस्ती वधारे छे. एना मध्य भागमां विंध्यना डुंगरा छे अने दक्षिणमां राजपीपळाना डुंगर छे, ते सातपुडाना फांटा छे. आ एजन्सिना पोलिटिकल एजन्ट पंचमहालना कलेक्टर छे अने तेमनुं रेहवानुं स्थळ गोधरा छे.

**नांदोद** (११,०९४) करजेण नदी पर राजपीपळानी राजधानी छे. अंकलेश्वरथी नांदोद जवा आववा राज तरफथी रेलवे बांधेली छे.

**छोटाउदेपुर** (५,४२०), **लुणावाडा** (९,९५५), **वाडासिनोर** (८,४५५५) **देवगढ बारिआ**, अने **सुंथ** (३,४६७) ए छोटाउदेपुर लुणावाडा, वाडासिनोर, देवगढ बारिआ अने सुंथराम पोरना राज्यनी राजधानी छे वाडासिनोरना राजा नवाब कहेवाय छे अने बाकी रजपुतना छे.

## खंभातनुं राज्य.

**खंभात**नुं नानुं मुसलमानी राज मही नदीना मुख आगळ आवेलुं छे. आ राज्यमां जगल नथी पण ए सपाट मुलक छे. **खंभात** (२७,२५१) **शहेर**मां शेतरंजी तथा लुगडां सारां बने छे. अहीं अकीकना पत्थर पकववामां आवे छे अने तेनां एरींग, बेरीआं वगेरे बने छे. खेडा जिल्लाना कलेक्टर आ राज्यना पोलिटिकल एजन्ट छे.

## सुरत एजन्सि.

सुरत जिल्ला पासे आवेलां **वांसदा**, **सचीन**, **धरमपुर**, अने **डांग** ए चार राज्यो सुरत एजन्सि नामे ओळखाय छे. **सचीन**नुं राज्य मुसलमानी छे. अहींना नवाब जंजीराना नवाबना कुळना **छे.** सचीन ताबानुं **डुमस** गाम दरीआ किनारा पर आवेलुं छे अने हवा खावानुं स्थळ छे. **सचीन** (१०४४) राज्यनुं मुख्य गाम छे. आ फळद्रुप प्रदेश छे.

**वांसदा, धरमपुर,** अने **डांग** ए त्रण राज्यो डुंगरावाळा भागमां आवेलां छे, तेथी त्यां जंगलो घणा छे अने हवा तेथी सारी गणाती नथी. **वांसदा** बिलिमोराथी पूर्वे २५ माईल पर आवेलुं छे.

**उनाइ**નો ઉના પાણીનો કુંડ વાંસદા, બ્રિટિશ અને વડોદરા રાજ્યની સરહદ પર છે. અહીં દર ચૈત્રી પુનેમે મોટી જાત્રા ભરાય છે. **उनाइ** હાલ બિલિમોરા કાળા આંબા રેલવેનું સ્ટેશન છે. **धरमपोर** (૬,૨૮૩) ધરમપુરના રાજ્યનું મુખ્ય શહેર છે. વલસાડથી ૧૮ માઇલ ધરમપોર જવાની પાકી સડક છે. **आहवा** ડાંગમાં મોટું ગામ છે.

## कच्छ.

કાઠિઆવાડની ઉત્તરે કચ્છ નામનું દેશી રાજ્ય છે. આ રાજ્ય પણ વેસ્ટર્ન ઇંડીઆ સ્ટેટ્સ (પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યો) એજન્સિનો ભાગ છે અને હિંદુસ્તાનની સરકારની દેખરેખ નીચે છે. અહીંના લોકો કચ્છી ભાષા બોલે છે. મુંબઈના ભાટીઆ, ખોજા, અને મેમણ એ ભાષા બોલે છે, કારણ કે એ લોકો તે તરફથી આવેલા છે. એ રજપુત રાજાનું રાજ્ય છે અને એ રાજાને રાવ કહે છે. એમાં **भुज** (૧૯,૨૮૧) કચ્છના મધ્યમાં રાજધાનીનું નગર છે. ઇ. સ. ૧૮૧૯માં જે ધરતીકંપ થયો હતો તેને લીધે ભુજની અંદર ૭૦૦૦ ઘરો નાશ પામ્યાં હતાં અને રણની કેટલીક જમીન બેસી ગઈ હતી. **मांडवी** દક્ષિણ કિનારે બંદર છે. અહીં આગબોટ આવે છે. ખલાસીઓની સગવડ માટે દીવાદાંડી બાંધેલી છે. લોકો સાહસિક છે અને પરદેશ વેપાર અર્થે જાય છે. કચ્છનું રૂપા પરનું અહીંનું નકશી કામ વખણાય છે.

## मुंबई इलाको.

તમે ગુજરાતની ભૂગોળ શીખી ગયા. હવે તમારે મુંબઈ ઇલાકાની સામાન્ય ભૂગોળ શીખવાની છે. ગુજરાત મુંબઈ ઇલાકાનો ભાગ છે. ગુજરાત જેવા બીજા ત્રણ ભાગો **सिंध, महाराष्ट्र (कोकन** સાથે**)**, અને **कानडा** છે, અને કેટલાંક દેશી રાજ્યો તે બધાં મળીને **मुंबई इलाको** થાય છે. આ કુદરતી ભાગો છે પણ રાજ્યકારણો માટે જુદા પાંચ ભાગ છેઃ— **उत्तरविभाग, मध्यविभाग, दक्षिणविभाग, मुंबईनां परांनो विभाग**, અને **सिंध विभाग. मुंबई** શહેર જુદુંજ ગણાય છે. આપણો ગુજરાત ઉત્તર વિભાગમાં આવેલો છે.

આ મુંબાઈ ઇલાકો અરબી સમુદ્ર પર લાંબો, સાંકડો, પટી જેવો પ્રદેશ છે અને એની રાજધાની મુંબાઈ શહેર છે તેથી એનું નામ મુંબાઈ ઇલાકો પડયું છે.

**સીમાઃ**–એની ઉત્તરે પંજાબ, પૂર્વે રજપુતાના, મધ્યહિંદ એજન્સિ, મધ્ય પ્રાંતો, હૈદ્રાબાદનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો, દક્ષિણે મ્હૈસુરનું રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર અને બલુચિસ્તાન છે.

**વિસ્તારઃ**–આખો ઇલાકો સુરત જિલ્લાથી ૧૧૩ ગણો છે, અને ઇલાકાની વસ્તી સુરત જિલ્લાની વસ્તીથી લગભગ ૪૦ ગણી છે. ( શિક્ષકે પોતપોતાના જિલ્લા સાથે વિસ્તાર અને વસ્તી સરખાવવી ). એના કુદરતી ભાગો ત્યાં બોલાતી ભાષા ઉપરથી પડયા છે. સિંધમાં સિંધી ભાષા બોલાય છે. કચ્છ દેશી રાજ્ય છે તેમાં કચ્છી ભાષા બોલાય છે. ગુજરાતમાં ગુજરાતી ભાષા બોલાય છે. મહારાષ્ટ્રમાં મરાઠી ભાષા બોલાય છે. કોંકણ જુદો ભાગ ગણાય છે, કારણ કે ઘાટથી તે જુદો પડેલો છે પણ એમાં મરાઠી ભાષા બોલાય છે તેથી મહારાષ્ટ્ર અને કોંકણ એકજ ભાગ ગણાય છે અને તે મહારાષ્ટ્ર કહેવાય છે. કાનડામાં કાનડી ભાષા બોલાય છે. આ ઇલાકામાં સહ્યાદ્રિનો પૂર્વ ભાગ અને કાઠિઆવાડનો મધ્ય ભાગ દરીઆની સપાટીથી ૧૦૦૦ ફુટ કરતાં ઉંચો છે. નદીઓ જે દિશામાં વહે છે તેમ તે ભાગ નીચો હોવો જોઈએ.

**પહાડોઃ**—સિંધની પશ્ચિમે **હાલા** અથવા **ખિરથર** પર્વત આવેલો છે. કાઠિઆવાડમાં **ગીર** અને **ગીરનાર**ના ડુંગરો છે. ગુજરાતમાં **વિંધ્ય અને સાતપુડા**ના ફાંટા છે. દક્ષિણમાં ઉત્તર દક્ષિણ **સહ્યાદ્રિ** આવેલો છે. એ પર્વત **પશ્ચિમઘાટ**ને નામે પણ ઓળખાય છે. સહ્યાદ્રિની પશ્ચિમે આવેલા રત્નાગિરિ, કોલાબા અને થાણા જિલ્લા **કોંકણ** નામે ઓળખાય છે. પશ્ચિમઘાટમાં **માથેરાન** અને **મહાબળેશ્વર** એ બે ઉંચાં શિખર છે અને બંને હવા ખાવાનાં સ્થળ છે. સહ્યાદ્રિમાં બે ઘાટ મુખ્ય છે–**થળઘાટ** અને **બોરઘાટ**. થળઘાટ ઇગિતપુરી પાસે આવેલો છે અને ત્યાંથી નાશક જવાય છે ને બોરઘાટને રસ્તે પુને જવાય છે. એ સિવાય એમાં બીજા અનેક ઘાટ (રસ્તા) છે. ઉપલા ઘાટને રસ્તે જી. આઇ. પી. રેલવે (ગ્રેટ ઇંડીઅન

પેનીનસ્યુલર રેલવે–હિંદી દ્વીપકલ્પની મોટી રેલવે) જાય છે. ઘાટમાં ઘણા બુગદા (કોતરી કાઢેલા રસ્તા) રેલવે કંપનીએ બાંધેલા છે.

**નદીઓઃ—સિંધુ** નદી હિમાલયના ઉત્તર ભાગમાંથી નીકળી કરાંચી આગળ અરબી સમુદ્રને મળે છે. માર્ગમાં પંજાબમાં એને પાંચ નદી (ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ ને સતલજ) મળે છે. એનો ઢાળ દક્ષિણ તરફનો હોવાને લીધે સિંધમાં વહે છે. એના મૂળ આગળ ઢાળ વાયવ્ય તરફનો છે. એનો કાંઠો બદલાયા કરે છે તેથી એ નદી પર મોટાં શહેરો નથી. એમાં રેલ આવે છે તે વખતે પાણી બધે ફરી વળે છે. એ પાણી બંધ બાંધી સાચવી રાખવામાં આવે છે અને પછી નહેરો વડે ખેતીને માટે આપવામ આવે છે. **લુણી** રજપુતાનામાં અરવલ્લી ડુંગરમાંથી નીકળી રેતીના રણમાં થઈ કચ્છના અખાતમાં પડે છે. એ સિવાય બીજી નદીઓ **સાબરમતી મહી, નર્મદા** અને **તાપી** છે તેનું વર્ણન તમે અગાડી શીખી ગયા છો. **ગોદાવરી** અને **કૃષ્ણા** પશ્ચિમઘાટમાંથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. ગોદાવરીનું મૂળ નાશક પાસે ત્ર્યંબકમાં આવેલા ત્ર્યંબકેશ્વર આગળ અને કૃષ્ણાનું મૂળ મહાબળેશ્વર આગળ છે.

**ધોધઃ**—નદીનું પાણી પહાડ અથવા ખડક પરથી પડે છે ત્યારે ધોધ કહેવાય છે. નર્મદા નદીમાં **સુરપાણ**નો ધોધ છે. દક્ષિણમાં બે ધોધ છે ને તે ઘણા ઉંચા છે. **ગેરસપ્પાના** (કારવાર જિલ્લા–શિરવતી નદી) ધોધમાંથી ૮૦૦ ફુટ ઉંચાઈએથી પાણી પડે છે અને બેલગામ જિલ્લામાં ઘટપ્રભા નદીનો ગોકાક આગળનો ધોધ ૧૭૬ ફુટની ઉંચાઈએથી પડે છે. પાછલા ધોધથી વીજળી ઉત્પન્ન કરી તે વડે સાંચા કામ ચલાવવામાં આવે છે. દુનિઆમાં સૌથી ઉંચો ધોધ ગેરસપ્પાનો છે.

**રણઃ**—મુંબઈ ઇલાકામાં કચ્છની ઉત્તરે એક મોટું રણ છે. એ અસલ સમુદ્રનો ફાંટો હતો. ચોમાસામાં રણમાં જ્યારે પાણી ફરી વળે છે ત્યારે કચ્છ કાઠિઆવાડની માફક બેટ બની જાય છે.

**કિનારોઃ**—સિંધના નૈર્ઋત્ય ભાગમાં **મોંઝ** ભૂશિર છે. ત્યાંથી દક્ષિણમાં આવતાં **કચ્છ**નો અખાત અને **ખંભાત**નો અખાત આવે છે.

**दीव, मुंबई** અને **साष्टी** એ ત્રણ મોટા બેટા છે. **करांची, पोरबंदर, मुंबई, वेंगुर्ला** અને **कारवार** એ મુખ્ય બંદર છે. મુંબઈ મોટામાં મોટું બંદર છે અને દુનિયાનાં સારાં અને મોટાં બંદરોમાંનું એક છે.

**આબોહવાઃ**—નીચા પ્રદેશ કરતાં ઉંચા પ્રદેશમાં તાપ ઓછો પડે છે. આ કારણને લીધે પુના, બેલગામ જે ઉંચાઈએ આવેલા છે ત્યાં તાપ ઓછો લાગે છે. બીજું જેમ ઉત્તરમાં જઈએ છીએ તેમ ટાઢ વિશેષ પડે છે. જેમ દેશ દરીઆથી દૂર હોય છે તેમ ત્યાં ટાઢ તથા તાપ વધારે પડે છે. મુંબઈ દરીઆ કિનારા પર છે તેથી ત્યાં તાપ તથા ટાઢ વધારે નથી. અમદાવાદ દૂર છે તેથી તાપ તથા ટાઢ ત્યાં વિશેષ પડે છે. મહાબળેશ્વર દક્ષિણમાં છે પણ ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ છે તેથી તાપ ત્યાં લાગતો નથી. રેતીના મૂલકમાં ટાઢ તથા તાપ વધારે હોય છે, કારણ કે રેતી. એકદમ તપે છે અને એકદમ ઠંડી પડે છે આ કારણથી સિંધમાં તાપ તથા ઠંડી વધારે છે. જેકોબાબાદમાં સૌથી વધારે ગરમી પડે છે.

**વરસાદઃ**—જ્યારે પવન મહાસાગર ઉપર થઈને આવે છે ત્યારે તે ભેજ લાવે છે અને તેનો વરસાદ પડે છે. મુંબઈ ઇલાકામાં ઇશાની પવન ઑક્ટોબરથી માર્ચ સુધી વાય છે અને નૈર્ઋત્યનો પવન એપ્રિલથી સપ્ટેંબર સુધી વાય છે. ઇશાની પવન જમીન ઉપર થઈને આવે છે એટલે તેમાં ભેજ હોતો નથી અને તેથી શિઆળામાં ચામડી ફાટે છે. નૈર્ઋત્યનો પવન હિંદી મહાસાગર ઉપર થઈને આવે છે અને તેથી ભેજ લાવે છે. એ પવન દક્ષિણ તરફથી શરૂ થતો આવે છે અને તેથી દક્ષિણમાં વધારે વરસાદ પડે છે અને ઉત્તરમાં ઓછો થતો જાય છે. દરીઆ કિનારા પર વરસાદ વધુ હોય છે અને જેમ અંદર જઈએ છીએ તેમ વરસાદ ઓછો હોય છે. પવનના માર્ગમાં પહાડ કે જંગલ આવે છે તો ત્યાં વરસાદ વધારે પડે છે. સિંધમાં વરસાદ ઓછો પડે છે તેનું કારણ એ છે કે એ રેતીનો પ્રદેશ છે અને તેથી તાપ વધારે પડે છે અને તેથી હવામાંનો ભેજ ઠરી વરસાદ થવાને બદલે ભેજની વરાળ થઈ જાય છે.

**ખેતીઃ**—નદીના મુખ આગળનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ હોય છે. આ કારણને લીધે ગુજરાત ઘણો ફળદ્રુપ છે. નદીના મૂળ આગળ લગભગ ડુંગરા હોય છે અને તેથી તે ફળદ્રપ હોતો નથી. ડુંગરા અને પત્થરવાળી જમીન ફળદ્રપ હોતી નથી. નાની નદીઓ-વાળો પ્રદેશ ફળદ્રપ હોતો નથી, કારણ કે તે કંઈ માટી લાવી જમીન કસદાર બનાવતી નથી. આ રીતે જોતાં સિંધ ફળદ્રપ હોવો જોઇએ પણ ત્યાંની જમીનમાં રેતી પુષ્કળ છે અને ત્યાં વરસાદ વરસતો નથી. વરસાદની તાણ મટાડવા ત્યાં નહેરો બાંધી છે અને તેથી એ મુલક ફળદ્રપ થતો જાય છે. કોંકણ તરફ પત્થરની જમીન છે એટલે કે જમીનનું દળ ઘણુંજ આછું છે અને વરસાદ વધારે પડે છે તેથી ત્યાં માત્ર ડાંગર થાય છે. નદીઓના મધ્ય પ્રવાહવાળા દેશો પણ ફળદ્રપ હોય છે. ગોદાવરી અને કૃષ્ણા ઘાટના ઉપરના જિલ્લામાંથી વહે છે તેથી તે પણ ફળદ્રપ છે પણ જ્યારે વરસાદ હોતો નથી ત્યારે કેટલાક ભાગમાં ખાસ કરીને સોલાપુર તરફ દુકાળ પડે છે. હાલ સોલાપુરની જમીન માટે બંધ બાંધી નહેરો વડે ત્યાં પાણી આપવાની યોજના અમલમાં મુકાય છે.

ડાંગર, ઘઉં, જુવાર, બાજરી, કપાસ અને કઠોળ એ ઇલાકાના મુખ્ય પાક છે. જ્યાં વરસાદ વધારે છે ત્યાં ડાંગર થાય છે; દાખલા તરીકે કોંકણ અને સુરત જિલ્લો. ઘઉંને કસદાર જમીન અને શિઆળાની જરૂર છે તેથી ભરુચ, સુરત, અમદાવાદ, નાશીક વગેરે જિલ્લામાં ઘઉં થાય છે. કપાસને ઓછો વરસાદ અને કાળી જમીનની જરૂર છે તેથી સુરત, ભરુચ, ખાનદેશ, ધારવાડ એ જિલ્લામાં કપાસ થાય છે. તંબાકુ ખેડા અને બેલગામ જિલ્લામાં અને મકાઈ પંચમહાલમાં થાય છે. બાજરી ગોદાવરીના કિનારા પર, ખેડા અને અમદાવાદમાં અને જુવાર કૃષ્ણાના કાંઠા પર, સુરત અને ભરુચમાં થાય છે. કઠોળને બહુ વરસાદ જોઈતો નથી તેથી વધતું ઓછું બધે થાય છે. નાળિએર, પાન, સોપારી, કેળાં ખાસ કરીને દરીઆ કિનારા પરની જમીનમાં થાય છે. કારવાર જિલ્લામાં ખાસ ઉત્તમ પ્રકારની એલચી થાય છે.

**વનસ્પતિ, જાનવરોઃ**—જ્યાં જ્યાં ડુંગરો છે ત્યાં ત્યાં જંગલ છે. એમાં ઘાટનાં જંગલો ભારે છે અને તેમાં પુષ્કળ સાગ થાય છે. તે ઉપરાંત

ખેર અને વાંસ પણુ થાય છે. સુરત જિલ્લાનો પૂર્વ ભાગ જે સહ્યાદ્રિના ફાંટા છે ત્યાં પણ જંગલ છે. એમાં સાગ, મહુડા, સીસમ, રાયણુ અને વાંસ થાય છે. પીપળા, વડ, આમલી, લીંમડા, આંબા, બાવળ એ સાધારણુ ઝાડો બધે મળી આવે છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં વગેરે સર્વ જગામાં જોવામાં આવે છે. સિંધમાં ઉટ અને ગધેડા જોવામાં આવે છે. ધાડાં જંગલોમાં વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, હરણુ વગેરે ઘણાં જોવામાં આવે છે. સિંહ ગીરના ડુંગરમાં મળે છે.

**खनिजः**—આ ઇલાકાનો ઘણો ભાગ નદીના કાંપનો બનેલો હોવાથી ખનિજ બહુ માલમ પડતાં નથી પણ ડુંગરા તરફ કેટલાંક જડે છે ખરાં. પોરબંદર આગળના ડુંગરામાંથી પત્થર નીકળે છે અને તે ઘર બાંધવાના કામમાં આવે છે. સિંધની પશ્ચિમના પહાડમાંથી **ફટકડી, ત્રાંબું, સીસું** અને **गंधक** નીકળે છે. રાજપીપળા, બેલગામ અને ધારવાડના ડુંગરમાંથી **अकीक**ના પત્થર નીકળે છે. પંચમહાલમાંથી **મેંગેનીઝ** નીકળે છે. લોખંડનું પોલાદ બનાવવામાં આ છેલ્લી ધાતુ ઉપયોગી છે.

**वेपारः**—નિકાસ એટલે જે માલ પરદેશ જાય છે તે. આપણા ઇલાકામાંથી મુખ્યત્વે કરીને કપાસ, અફીણ અને ઘઉં પરદેશ જાય છે. કપાસનો મોટો પાક ગુજરાત અને ખાનદેશમાં થાય છે. અફીણ માળવેથી મુંબઈ આવી પરદેશ જાય છે. પંજાબમાં પુષ્કળ ઘઉં થાય છે તે બધો કરાંચી બંદરેથી જાય છે.

**आयातः**—જે માલ પરદેશથી આવે છે આયાત. અહીં લોખંડના કારખાનાં નથી અને મિલો ઘણી છે તેથી લોખંડનો સામાન મિલો માટે અને રેલવે માટે પરદેશથી પુષ્કળ આવે છે. મુંબઇ ઇલાકામાં મિલો છે પણુ તેમાં ઉંચું કાપડ બનતું નથી તેથી પુષ્કળ કાપડ ઇંગ્લાંડથી આવે છે. ટુંકમાં જે ચીજો અહીં ઉત્પન્ન થતી નથી તે પરદેશથી આવે છે.–જેમકે કેરોસીન, દીવાસળી, ખાંડ, કોલસા, કાચ, દવાઓ વગેરે વગેરે.

**वेपारना मार्गोः**—વેપારની સવડ માટે આગગાડી જરૂરની છે. બળદથી બહુ સામાન લઈ જવાય નહિ માટે રેલવેઓ બાંધેલી છે. બી.

બી. એન્ડ. સી. આઈ. રેલવે ઉત્તરમાં છે અને જી. આ. પી. રેલવે દક્ષિણમાં છે. દક્ષિણમાં સધર્ન મરાઠા રેલવે છે તે નાના માપની ગાડી છે. તેમજ અમદાવાદથી જે રેલવે ઉત્તરમાં જાય છે તે પણ નાના માપની ગાડી છે. સિંધમાં નૉર્થ વેસ્ટર્ન રેલવે લાહોરથી આવે છે અને તે મોટા માપની ગાડી છે. બી. બી. એન્ડ. સી. આઈ રેલવે મુંબઈથી વિરમગામ સુધી જાય છે. સુરત, ભરુચ, વડોદરા, આણંદ, નડિઆદ, અમદાવાદ વગેરે તે પર સ્ટેશનો છે. સધર્ન મરાઠા રેલવે પુનેથી નીકળી સતારા, સાંગલી, મિરજ બેલગામ તરફ જાય છે. એનો એક ફાંટો મારમા ગોવે જાય છે. સધર્ન મરાઠા રેલવે સાથે ઘણી નાની રેલવેઓ જોડાયેલી છે. તેમજ બી. બી. એન્ડ. સી. આઈ રેલવે સાથે પણ ઘણી નાની રેલવેઓ જોડાયેલી છે. જી. આઈ. પી. રેલવેને રસ્તે મદ્રાસ જવાય છે. રસ્તામાં પુના, શોલાપુર, હોતગી, શહાબાદ આવે છે. વાડી જંક્શનથી મદ્રાસ રેલવે શરૂ થાય છે. વળી જી. આઈ. પી. રેલવેને રસ્તે કલકત્તા અને દિલ્હી પણ જવાય છે. બી. બી. એન્ડ. સી. આઈ રેલવેને રસ્તે પણ દિલ્હી જવાય છે.

દરીઆ કિનારા પરનાં શહેરો સાથે દરીઆ મારફતે વેપાર ચાલે છે. ફકત બે નદી તાપી અને નર્મદામાં તેમનાં મુખ આગળ સુરત અને ભરુચ સુધી વહાણો આવે છે.

**ધંધાઓઃ**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે પણ કેટલીક જગ્યાએ વણાટકામ સારૂં થાય છે. સુરત, અમદાવાદ, નાશક, અને પુનામાં રેશમી કાપડ થાય છે. સુરત અને અમદાવાદમાં કસબી કામ સારૂં થાય છે. કચ્છ અને સિંધમાં રૂપાં અને સોના પર નકશી કામ થાય છે. સુરત હજુ દાંતના રમકડાં માટે પ્રસિદ્ધ છે.

**વસ્તીઃ**—મુંબઈ ઇલાકાની કુલ વસ્તી લગભગ ૨ કરોડ ૬ લાખ છે તેમાં દેશી રાજ્યોમાં લગભગ ૭૪ લાખ માણસની છે. આપણા ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન તથા પારસી છે. એડનની વસ્તી બાદ કરતાં કુલ વસ્તી ૨,૬૭,૦૧,૧૪૮ છે તેમાં ૨,૧૦,૨૭,૪૭૮ હિંદુ, ૪,૮૧,૩૪૨ જૈન, ૪૬,૧૫,૭૭૩ મુસલમાન, ૨,૭૬,૭૦૫ ખ્રિસ્તી અને ૮૫,૧૪૯ પારસી છે.

**રાજ્યતંત્રઃ**—રાજ્યવ્યવસ્થા માટે આ ઇલાકાના પાંચ ભાગ કરેલા છે-સિંધ વિભાગ, ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ અને મુંબઈના પરાંનો વિભાગ. મુંબઈ શહેરને આ બધાથી જુદું ગણવામાં આવે છે. એમાં સિંધમાં કરાંચી, હૈદરાબાદ, થર અને પારકર, સક્કર, લારખાના, નવાબશાહ અને સિંધનો ઉપલો સરહદનો મુલક, ઉત્તર વિભાગમાં અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત અને થાણા,મધ્ય વિભાગમાં પશ્ચિમ ખાનદેશ, પૂર્વ ખાનદેશ, નાસિક, પુના, અહમદનગર, સતારા અને સોલાપુર. અને દક્ષિણ ભાગમાં બેલગામ, ધારવાડ, કારવાર, વિજાપુર, કોલાબા રત્નાગિરિ જિલ્લા છે. મુંબઈનો પરાંનો વિભાગ એ એક નવો છે અને એ એક જિલ્લા તરીકે ગણાય છે. પાંચે ભાગ પર એકેક કમિશનર છે મુંબઈના પરાં વિભાગનો કમિશનર ડેવેલોપમેંટ (મુંબઈના પરાં સુધારવા બાબતનું ખાતું) ડીપાર્ટમેન્ટના સેક્રેટરી છે. મુંબઈ જુદો ભાગજ ગણાય છે અને એના કલેકટર અને કમિશનર જુદા છે.



પારસી

આ ઇલાકાનાં દેશી રાજ્યોના બે ભાગ છે. એક હિંદી સરકારના તાબા હેઠળ અને બીજો મુંબઈ સરકારની દેખરેખ નીચે છે. વડોદરાનું રાજ્ય મુંબઈ સરકારની દેખરેખ નીચે હતું પણ ઇ. સ. ૧૮૭૫થી હિંદી

સરકારની દેખરેખ નીચે છે. હાલ એટલે ઇ. સ. ૧૯૨૪માં પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યો–કાઠિઆવાડ એજન્સિ, પાલણપુર એજન્સિ અને કચ્છ હિંદુસ્તાનના સરકારની દેખરેખ નીચે મુકવામાં આવ્યા છે. મુંબઈ સરકારની દેખરેખ નીચેના દેશી રાજ્યોના પાછા બે વિભાગ છે. એક ભાગ મુંબઈ સરકારની ખુદ દેખરેખ નીચે છે અને બીજો કમિશનરોની દેખરેખ નીચે છે. કોલ્હાપુર મુંબઈ સરકારની દેખરેખ નીચે છે. કમિશનરની દેખરેખ નીચેનાં રાજ્યોમાં જો એજન્સિ મોટી હોય છે તો જુદો પોલિટિકલ એજન્ટ રહે છે અને જો એજન્સિ અથવા રાજ્ય નાનું હોય છે તો પાસેના જિલ્લાના કલેક્ટર તે એજન્સિના પોલિટિકલ એજન્ટ કહેવાય છે. મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટ જુદા છે અને રેવાકાંઠા અને સુરત એજન્સિના પોલિટિકલ એજન્ટ પાસેના જિલ્લાના એટલે પંચમહાલ અને સુરત જિલ્લાના કલેક્ટર છે. ખંભાતના રાજ્યના પોલિટિકલ એજન્ટ ખેડા જિલ્લાના કલેક્ટર છે. એ પોલિટિકલ એજન્ટ રાજાઓને સલાહ આપે છે. એ ઉપરાંત તેઓ રાજા રજવાડામાંથી ખડણી વસુલ કરી વડોદરા રાજ્યને અથવા બીજા સંસ્થાનને ભરવાની હોય છે તેને ભરે છે. કોઈ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળકુંવરને મૂકીને મરી જાય છે, ત્યારે તેનો હવાલો પોલિટિકલ એજન્ટ લે છે, સંસ્થાનનું કામ ચલાવે છે, ને સગીર રાજા પુખ્ત ઉમરનો થાય છે ત્યારે તેનું રાજ્ય તેને સોંપવામાં આવે છે.


વહોરા.

રાજ્યવ્યસ્થા માટે ઇલાકાના **વિભાગ**, જિલ્લા અને તાલુકા એમ ભાગ છે. તાલુકાના ઉપરી મામલતદાર, જિલ્લાના ઉપરી કલેક્ટર, અને વિભાગના ઉપરી કમિશનર, અને કમિશનરના ઉપરી ગવર્નર સાહેબ છે. ગવર્નર સાહેબ આખા ઇલાકાની દેખરેખ રાખે છે. તેમની નીમણૂક નામદાર શહેનશાહ કરે છે અને તે નીમણુક પાંચ વર્ષ સુધી ચાલે છે. એમને રાજ્યકારભારમાં મદદ કરવાને બે મંડળ છે. તેમાનું એક ઇલાકાનો કારભાર ચલાવનારૂં (એગ્ઝીક્યુટીવ) અને બીજું કાયદા કાનુન બાંધનારૂં (લેજિસ્લેટિવ) છે. કારભાર ચલાવનારા મડળમાં ગવર્નર સાહેબ અને બીજા ચાર સભાસદ હોય છે. એ ચારમાંના બે દેશી હોય છે. ઇલાકાના કામના પાછા બે ભાગ કરેલા છે. એકને રીઝર્વ્ડ અને બીજાને ટ્રાન્સફર્ડ ભાગ કહે છે. રિઝર્વ્ડ (રાખેલા) વિષયો એટલે કે જેના અમલમાં કાયદા બાંધનારા સભાસદો બોલી શકે નહિ અને ટ્રાન્સફર્ડ (સોંપેલા) વિષયો જે ઉપર કાયદા બાંધનારા સભાસદ બોલી શકે છે. એ સોંપેલા વિષયો જેવાકે કેળવણી ખાતું, લોકલ બોર્ડ ખાતું, કેફી પદાર્થોનું ખાતું, મ્યુનિસીપાલ ખાતું વગેરેની દેખરેખ રાખવાને કાયદા બાંધનારી સભામાંથી ત્રણ જણને પ્રધાન નીમવામાં આવે છે. કાયદા બાંધનારી સભામાં ૧૧૧ સભાસદ હોય છે. તેમાંના ૮૬ પ્રજાના ચૂંટી કાઢેલા અને બાકીના સરકારના નીમેલા અને સરકારી અમલદાર હોય છે.

ન્યાય ખાતાનો વહીવટ મુંબઇની હાઈ કૉર્ટના હાથમાં છે. તે ગવર્નરથી સ્વતંત્રછે. મુનસફો વગેરે ન્યાયખાતાના તમામ અધિકારીઓ ઉપર તેની સત્તા છે.

ઇલાકાની રાજધાની **મુંબઈ** (૧૧,૭૬,૦૦૦) શહેર છે. એ શહેર એક બેટ પર વસેલું છે. બેટની પશ્ચિમે એક પહોળો અખાત છે તેને "બૅક બે" કહે છે. મુંબઈમાં મકાનો બાંધવાની જગાની તાણને લીધે "બૅક બે" પુરી નાંખવાની યોજના અમલમાં મુકવામાં આવી છે. વળી મુંબાઈની આસપાસ કેટલીક નિચાણની જમીન હતી તે પણ પુરી નાંખી મકાન બાંધવા જેવી જમીનમાં ઘણો વધારો કરવામાં આવ્યો છે. આ કામ જે ખાતાને સોંપવામાં આવ્યું છે તેને "ડેવલોપમેન્ટ ડિપાર્ટમેન્ટ" કહે છે. એજ ખાતાના સેક્રેટરી તે **મુંબઈપરાં વિભાગ**ના કમિશનર છે.

એ "બૅક બે" અને બારાની વચ્ચે આવેલી જમીન ઉંચી જમીન કોટ (કિલ્લો) નામે ઓળખાય છે. એ ભાગમાં મોટાં મોટાં વેપારીઓની ને સાહુકારોની જોવાલાયક દુકાનો છે. સરકારની વસુલાત, ન્યાય, ટપાલ તાર અને બીજાં ખાતાંની ઑફિસો માટે સરકારે લાખો રૂપીઆ ખરચીને ત્યાં સુંદર અને ભવ્ય મકાનો બાંધ્યાં છે. ત્યાં રાજાબાઈ ટાવર, હાઈકોર્ટનું મકાન, સેક્રેટેરીએટ, સંગ્રહસ્થાન, મ્યુનિસિપાલિટિનું મકાન, બોરીબંદર સ્ટેશન વગેરે



રાજાબાઈ ટાવર.

જોવાલાયક ઘણાં મકાનો છે. કોટમાંથી ઉત્તર તરફ જઈએ છીએ એટલે દેશીઓની વસ્તીવાળો ભાગ આવે છે, અને તેને બહારકોટ કહે છે.

આખા ઇલાકામાં મુંબઈની મ્યુનિસિપાલિટિ મોટી ગણાય છે અને એનું ઉત્પન્ન લગભગ ૩ કરોડ રૂપીઆ છે. અહીં ૮૧ મિલો છે અને તેમાં દોઢ લાખ મજુરો કામ કરે છે. દોઢ લાખ મજુર ઉપર ખાનારા બીજા દોઢ લાખ માણસ ગણીએ તો ત્રણ લાખ માણસ મિલના સબંધમાં છે. બીજું ગોદીમાં અને રેલવેના કારખાનામાં પણ ઘણાં મજુરો કામ કરે છે. અહીં સરકારી તથા રેલવે તથા વેપારીની ઑફિસો ઘણીજ છે અને તેમાં પણ ઘણા લોકો નોકરી કરે છે. પૃથ્વી પરના ઘણા દેશોના લોક આ શહેરમાં આવી વસેલા છે. ચીન, જાપાન, સિલોન (લંકા), અફ્ઘાનિસ્તાન વગેરે દેશોના લોકો તેમજ યુરોપની લગભગ બધી પ્રજાના લોકો તેમજ વળી મદ્રાસ, પંજાબ, સિંધ અને મારવાડના લોકો અહીં જોવામાં આવે છે. આ બધી જાતના લોકોને આવવાનું મુખ્ય કારણ વેપાર છે. તેઓ પોતાના દેશમાંથી માલ મંગાવી વેચે છે અથવા તો પોતાના દેશને માટે માલ વેચાતો લઈ રવાના કરે છે. મુંબઈનો કુલ વેપાર ૩૧૩ કરોડ રૂપીઆનો છે તે ઉપરથી માલમ પડશે કે શહેરમાં કેટલી પ્રવૃત્તિ હોવી જોઈએ

શહેરમાં વિજળીના બળથી ટ્રામ તથા કેટલાંક કાંતવાનાં કારખાનાં ચાલે છે.

મુંબઈના તાબામાં એડન બંદર (૫૬,૫૦૦) છે. ત્યાં બધી મોટી આગબોટો ઉભી રહે છે અને પાણી લે છે. તેની પાસે **પેરીમ બેટ** પણ મુંબઈ સરકારના તાબામાં છે.

મુંબઈ પાસેનો થાણા જિલ્લાનો કેટલો ભાગ **मुंबई परां भाग** નામે ઓળખાય છે. તેનું મુખ્ય શહેર **बांदरा** (૨૮,૨૭૧) છે. એમાં બે તાલુકા છે.–દક્ષિણ સાલસેટ અને અંબરનાથ તાલુકા.

## उत्तर विभाग.

આપણે ઉત્તર વિભાગમાં રહીએ છીએ. એના પાંચ જિલ્લાની ભૂગોળ ગુજરાતની ભૂગોળમાં શીખી ગયા. એમાં છઠ્ઠો જિલ્લો **થાણા** છે. એ

ગુજરાતની દક્ષિણે અને મુંબઈની ઉત્તરે આવેલો છે. એ જિલ્લાના લોકો મરાઠી ભાષા બોલે છે તેથી એ ગુજરાતનો ભાગ ગણાતો નથી; પણ રાજ્યવ્યવસ્થામાં ગુજરાત સાથે ઉત્તર વિભાગનો ભાગ છે. એ જિલ્લાનું મુખ્ય શહેર **थाणा** (૨૨,૬૩૯) છે. એમાં **वसई** (૧૦,૦૦૦) બીજું મોટું ગામ છે. **जवार संस्थान**ના પોલિટિકલ એજન્ટ થાણા જિલ્લાના કલેક્ટર છે.

## सिंध विभाग.

કચ્છની ઉત્તરે **सिंध विभाग** આવે છે. આ મુંબઈ ઇલાકાનો છેક ઉત્તરનો ભાગ છે. આ એક સપાટ મેદાનનો પ્રદેશ છે પણ પશ્ચિમ તરફ એમાં **हाला पर्वत** આવેલા છે. એના પૂર્વ ભાગમાં રણ છે. સિંધુ નદી આ ભાગમાં થઈને વહે છે. એની નહેરોને લીધે કાંઠા ઉપરની જમીન ઘણીજ ફળદ્રુપ છે અને ત્યાં ઉત્તમ પ્રકારનો કપાસ, ઘઉં, ડાંગર અને મેવો થાય છે સિંધના લોકો સિંધી ભાષા બોલે છે. મુંબઈ ઇલાકાથી આ ભાગ જુદોજ પડે છે. એ લોકોને પંજાબ જોડે વધારે સંબંધ હોય છે. એમાં **करांची, हैदराबाद, थर** અને **पारकर, नवाबशाह, सक्कर, लारखाना** અને **सिंधनो उपलो सरहदनो मुलक** એમ સાત જિલ્લા છે. સિંધના ઉપલા સરહદના મુલકના અધિકારી ડેપ્યુટિ કમિશનર છે.

**करांची** (૨,૧૬,૮૮૩) કરાંચી જિલ્લાનું મુખ્ય શહેર અને મુંબઇ ઇલાકાનું બીજા નંબરનું બંદર છે. અહીંથી પુષ્કળ ઘઉં પરદેશ જાય છે.

**हैदराबाद** (૮૧,૮૩૮) હૈદરાબાદ જિલ્લાનું મુખ્ય શહેર છે. અંગ્રેજ સરકારે સિંધ લીધું તે પહેલાં એ સિંધની રાજધાનીનું નગર હતું.

**मीरपुर खास** (૫,૭૮૯) થર અને પારકર જિલ્લાનું મુખ્ય શહેર છે. **उमरकोट** (૪,૧૯૯)માં ઇ. સ. ૧૫૪૨માં મહાન અકબરનો જન્મ થયો હતો.

**नवाबशाह** નવાબશાહ જિલ્લાનું મુખ્ય ગામ છે.

**सक्कर** (૪૨,૭૫૯) સક્કર જિલ્લાનું મુખ્ય શહેર છે. એ જિલ્લામાં **शिकारपुर** (૫૫,૫૦૩) વેપારનું મથક છે.

**લારખાના** (૧૭,૭૨૩) લારખાના જિલ્લાનું મુખ્ય **શહેર** છે. અહીં પુષ્કળ મેવો થાય છે.

**જેકોબાબાદ** (૧૦,૫૮૩) સિંધના ઉપલા સરહદના મુલકનું મુખ્ય શહેર છે. ખાનધર નામે જુના શહેરની જગા પર જેકબ સાહેબે ઇ. સ. ૧૮૪૭માં વસાવ્યુ હતું તેથી એ જેકોબાબાદ નામે ઓળખાય છે. અહીં તાપ ઘણોજ પડે છે.

**ખૈરપુર સંસ્થાન** મોટું મુસલમાની સંસ્થાન છે. એ સંસ્થાનના પોલિટિકલ એજન્ટ સક્કરના કલેક્ટર છે. એના રાજકર્તા બલુચ જાતના છે. એની રાજધાનીનું શહેર **ખૈરપુર** (૧૫,૭૪૦) છે. અહીં હાથીદાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં, શેતરંજી વગેરે બને છે.

## મધ્ય વિભાગ

આ વિભાગની દક્ષિણે દક્ષિણ વિભાગ, પૂર્વે હૈદરાબાદનું રાજ્ય, પશ્ચિમ સરહદે સહ્યાદ્રિ, અને ઉત્તરે ઇંદોરનું અને ભોપાળનું રાજ્ય છે.

આ પ્રદેશ પૂર્વ તરફ સપાટ છે. ફક્ત સહ્યાદ્રિના બાજુનો ભાગ ડુંગરાળ છે. આ ઉચ્ચ પ્રદેશ છે. એના પૂર્વ ભાગની જમીન ફળદ્રુપ છે પણ વરસાદની તાણને લીધે કેટલીક વખતે દુકાળ પડે છે. પણ એ દુઃખ ટાળવાને એ બાજુ ઘણી નહેરો છે અને તેથી હવે પાક સારો થાય છે. એના ઉત્તરભાગમાં કપાસ અને ઘઉં, અને દક્ષિણમાં જુવાર થાય છે. મધ્યમાં મુખ્ય પાક બાજરી છે.

એમાં **પશ્ચિમ ખાનદેશ, પૂર્વ ખાનદેશ, નાશિક, પુના, અહમદનગર, સતારા** અને **સોલાપુર** જિલ્લા છે.

**ધુળીઆ** ( ૩૦,૬૦૫ ) પશ્ચિમ ખાનદેશમાં જિલ્લાનું શહેર છે. એ હાલ અળસી તથા કપાસના વેપાર માટે પ્રખ્યાત છે. **નંદરબાર** ( ૧૩,૮૪૨ ) ગામ નંદગવળીના નામના મુસલમાન સુલતાને વસાવ્યું હતું. એ રૂ, અળસી, ઘઉં, ચણા અને રોસાતેલના વેપારનું મુખ્ય મથક છે. ખાનદેશ જિલ્લાની દક્ષિણે **સાતમાળા** અથવા **અજિંટા** નામનો સહ્યાદ્રિનો ફાંટો છે. એમાં જુના વખતની બૌદ્ધ લોકોની ગુફા છે. એમાં જે ચિત્રો છે તેમાંનો રંગ હજુ જેવો હતો તેવોજ છે.

**जलगाम** ( ૨૩,૭૧૦ ) પૂર્વ ખાનદેશનું જિલ્લા ગામ છે. અહીં મોટો વેપાર છે. અહીંથી આગગાડીનો એક ફાંટો અમલનેર ગયો છે અને ત્યાં ટાપ્ટીવેલી રેલવેને મળે છે. **भूसावळ** ( ૨૫,૫૫૭ ) રેલવેનું જંક્શન છે. અહીંથી રેલવેનો એક ફાંટો નાગપુર અને બીજો ખંડવા તરફ જાય છે.

**नाशिक** (૪૨,૭૫૬) નાશિક જિલ્લાનું મુખ્ય ગામ છે. એ શહેર નાશિકરોડ સ્ટેશનથી ચાર માઇલ પર છે. એ શહેર ગોદાવરી નદી પર આવેલું છે અને સિંહસ્થ વર્ષમાં અહીં મોટી જાત્રા ભરાય છે. નદીના ડાબા કિનારા પર **पंचवटी** નામનું પવિત્ર સ્થળ છે. અહીં શ્રીરામ વનવાસ વખતે રહ્યા હતા. એ શહેર તાંબાપીત્તળનાં વાસણ માટે પ્રખ્યાત છે. એ શહેરની આજુબાજુ દ્રાક્ષ, અંજીર વગેરે મેવો થાય છે. **देवलाली** નાશિક પાસે હવા ખાવાનું સ્થળ છે. અહીં સુકી હવા છે તેથી દરદીઓ ચોમાસામાં આવી રહે છે. **त्र्यंबकेश्वर** પાસે ગોદાવરીનું મૂળ છે અને એ નાશિકથી વીસ માઇલ પર આવેલું છે.

**पुना** (૨,૧૪,૭૯૬) પુના જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૧,૮૫૦ ફુટ ઉંચું છે. પેશ્વાના વખતમાં એ રાજધાની હતી. પુના પાસે ગણેશ ખીણમાં ગવર્નર સાહેબ ચોમાસામાં રહે છે. લગભગ સરકારી બધાં ખાતાઓની મોટી ઑફિસો પુનામાં છે. એ મધ્ય વિભાગના કમિશનરનું મુખ્ય સ્થળ છે. અહીં કેળવણી સારૂ ચાર મહાવિદ્યાલય અને ઇજનેરી તથા ખેતીવાડીનાં પણ મહાવિદ્યાલયો છે. **खडकी** (૧૮,૩૫૭) પુનાથી ચાર ગાઉ ઉપર લશ્કરી છાવણીનું ગામ છે. **लोणावला** અને **खंडाळा** સહ્યાદ્રિને મથાળે હવા ખાવાનાં સ્થળ છે. લોણાવલાથી થોડે દૂર ડુંગરમાંથી કોતરી કાઢેલી **कार्ला**ની જુની ગુફાઓ છે. **अहमदनगर** (૪૯,૮૭૮) જિલ્લાનું મુખ્ય શહેર સીના નદીના ડાબા કિનારા પર છે. ઇ. સ. ૧૪૯૪માં અહમદ નિઝામશાહે આ શહેર વસાવ્યું હતું. ઇ. સ. ૧૫૯૫માં અકબરના છોકરા મુરાદે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યારે ચાંદબીબીએ બહાદુરીથી આ શહેરનો બચાવ કર્યો હતો.

**સતારા** (૨૨,૪૫૪) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૨,૩૨૦ ફુટ ઉંચું છે. પૂર્વે એ શહેર મરાઠી રાજ્યની રાજધાની હતી. ઇ. સ. ૧૮૪૮માં છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું. **પંચગણી** અને **મહાબલેશ્વર** ઘાટ પર આવેલાં છે અને તે હવા ખાવાનાં સ્થળ છે. પંચગણી ૪,૩૭૮ ફુટ ઉંચાઈએ અને મહાબળેશ્વર ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ છે. મહાબળેશ્વરમાં ગવર્નર સાહેબ માર્ચથી જુન સુધી રહે છે.

**સોલાપુર** (૧.૧૯,૫૮૧) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૧,૮૦૦ ફુટ ઉંચું છે. શહેરમાં કાંતવાની અને વણવાની મિલો છે. અહીં સારાં લુગડાં બને છે. **પંઢરપુર** (૨૫,૨૧૦) સોલાપુર જિલ્લામાં ભીમા નદી પર જાત્રાનું સ્થળ છે. અહીં શ્રી વિઠોબાની મૂર્તિ છે. **બાર્સી** (૨૨,૦૭૪) તાલુકા ગામ છે, અને અહીં કપાસ અને તેલી બીઆંનો મુખ્ય વેપાર છે.

## નાનાં દેશી રાજ્યો

પશ્ચિમખાનદેશ જિલ્લામાં **મેવાસ** નામે ભીલ લોકોનાં સંસ્થાન છે. **સુરગાણા**નો મુલક નાશિક જિલ્લામાં છે. એ રાજ્યમાં કોળીની વસ્તી વધારે છે. એ સહ્યાદ્રિની પૂર્વે અને ડાંગની દક્ષિણે છે. **ભોર**, **અકલકોટ**, **ઔંધ** અને **ફલટણ** સતારા જાગીર નામે ઓળખાય છે. ભોર સંસ્થાન પુના એજન્સિ નામે, ઔંધ અને ફલટણ સતારા એજન્સિ નામે અને અકલકોટ સોલાપુર એજન્સિ નામે ઓળખાય છે.

## દક્ષિણ વિભાગ

મધ્ય વિભાગની દક્ષિણે જે ભાગ આવેલો છે તે **દક્ષિણ વિભાગ** નામે ઓળખાય છે. કોંકણના બે જિલ્લા રત્નાગિરિ અને કોલાબા એ ભાગમાં આવેલા છે. આના પૂર્વ તરફના ત્રણ જિલ્લા **ધારવાડ**, **બિજાપુર**, અને **બેલગામ** ઉચ્ચ પ્રદેશ પર આવેલા છે. એનો **કાનડા** જિલ્લો દરીઆ કિનારા પર છે. આ છેલ્લા ચાર જિલ્લામાં કાનડી ભાષા બોલાય છે તેથી આ ચાર જિલ્લા **કાનડા** નામે ઓળખાય છે. છતાં એમાં કેટલાક

મરાઠી ભાષા પણ બોલે છે. રત્નાગિરિ અને કાનડામાં ભારે જંગલ છે ત્યાં સાગ, સીસમ, તમન, વાંસ, ખેર, રબર વગેરે થાય છે. કાનડા જિલ્લામાં એલચી થાય છે. કાનડા, રત્નાગિરિ અને અને કોલાબા જિલ્લામાં પુષ્કળ નાળિએર અને સોપારી થાય છે.

**विजापुर** (૩૨,૪૮૫) જિલ્લાનું મુખ્ય શહેર ૧,૯૫૦ ફુટની ઉંચાઈએ છે. મુસલમાની રાજ્યની એ રાજધાની હોવાને લીધે ત્યાં ઘણાં જોવા લાયક જુનાં મકાનો છે. તેમાં સુલતાન મહમદનો રોજો ઘણો સુંદર છે. એ ગોળ ગુમ્બઝ નામે ઓળખાય છે. પૃથ્વી ઉપરનો મોટામાં મોટો



ગોળ ગુમ્બઝ (પૃથ્વી પરનો મોટામાં મોટો ઘુમટ).

ઘુમટ આ છે. એ ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ અને બહારના ભાગથી ઉંચાઈ ૧૯૮ ફુટ છે. વળી ત્યાં "મલિકે મેદાન"ના નામની ૨૮ ઇંચ વ્યાસની જુના વખતની તોપ છે.

**बेलगाम** (૪૮,૩૨૦) બેલગામ જિલ્લાનું અને દક્ષિણ વિભાગનું મુખ્ય શહેર છે. એનું નામ "વેણુગ્રામ" છે, કારણ કે અહીં વાંસ પુષ્કળ

થાય છે. એ શહેર ૨,૫૦૦ ફુટ ઉંચાઈએ છે. એ જિલ્લામાં ગોકાકપાસે ઘટપ્રભા નદીનો ધોધ જોવા લાયક છે. ત્યાં પાણી ૧૭૬ ફુટની ઉંચાઈએથી પડે છે.

**धारवाड** ( ૩૪,૭૫૦ ) ધારવાડ જિલ્લાનું મુખ્ય ગામ છે. આ જિલ્લામાંથી સોનું નીકળતું હતું. જિલ્લામાં કપાસ થાય છે,

**हुबली** (૫૯,૨૦૬) શહેર ધારવાડ જિલ્લામાં વેપારનું મુખ્ય સ્થળ છે.

**कारवार** ( ૧૪,૬૪૯ ) કાનડા જિલ્લાનું મુખ્ય શહેર છે. એ બંદરમાં ચોમાસામાં વહાણ રહી શકે છે. આ જિલ્લામાં શરાવતી નદી પરનો ગેરસ્પાનો ધોધ ૮૫૦ ફુટ ઉંચાઈએથી પડે છે અને તે જોવાલાયક છે. આ જિલ્લામાં **कारवार, कुमटा,** અને **होनोवर** બંદરો છે.

**रत्नागिरी** ( ૧૮,૫૪૦ ) રત્નાગિરિ જિલ્લાનું મુખ્ય ગામ છે. એ એક બંદર છે. એમાં **मालवण** અને **वेंगुर्ला** બીજા બંદરો છે.

**अलिबाग** ( ૫,૨૭૪ ) કોલાબા જિલ્લાનું મુખ્ય શહેર છે. **घारापुरी** ઉરણ પાસે નહાનો બેટ છે. ત્યાં જોવાલાયક ગુફા છે. મુંબઈથી લોકો રવિવારે ત્યાં સહેલગાહ માટે જાય છે. **माथेरान** સહ્યાદ્રિનું શિખર છે અને ત્યાં લોકો ઉનાળામાં હવાખાવા જાય છે. મુંબઈથી ૫૦ માઇલ પર નેરલ રેલવેનું સ્ટેશન છે ત્યાંથી રેલવે મારફતે જવાય છે.

## देशी राज्यो.

દક્ષિણ વિભાગમાં **कोल्हापुर**નું મોટું રાજ્ય છે. શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સતારામાં હતું અને નાની શાખાનું રાજ્ય કોલ્હાપુરમાં હતું. એના રાજા છત્રપતિ મહારાજ કહેવાય છે.

**मुधोळ, सांगली, मिरज** (વડી શાખા), **मिरज** નાની શાખા, **रामदुर्ग, जमखींडी, कुरुंदवाड** મોટી અને નાની શાખા એ **दक्षिण मराठा जागीर** નામે ઓળખાય છે. એમાં મુધોળ, સાંગલી અને જમખીંડી મોટાં રાજ્યો છે.

**जत** અને **डकलापुर** જાગીર બીજાપુરના કલેક્ટરની દેખરેખ નીચે છે.

**સાવંતવાડી** સંસ્થાન ભોંસલે કુટુંબના સરદેસાઈ નામના મરાઠા રાજાના તાબામાં છે. એ બેલગામના કલેક્ટરની દેખરેખ નીચે છે. એની રાજધાનીમાં રંગીત (લાખથી રંગેલું) લાકડાનું કામ ઘણું સારૂં થાય છે.

**જંજીરા સંસ્થાન** કોલાબાના કલેક્ટરની દેખરેખ નીચે છે. એની રાજધાની જંજીરા (ટાપુ) રાજપુરી ખાડીના મોં પર બેટ છે.

**સાવનુર**ના નાના મુસલમાની રાજ્યના પોલિટિકલ એજન્ટ ધારવાડના કલક્ટર છે.

મુંબઈ ઇલાકામાં **દીવ, દમણ** અને **ગોવા** એ ત્રણ ફીરંગીના સંસ્થાન છે. એમાં દીવ કાઠિઆવાડમાં, દમણ સુરત જિલ્લાની દક્ષિણે અને ગોવા રત્નાગિરિની દક્ષિણે છે. **ગોવા (પાંજિમ)** ફીરંગીનાં સંસ્થાનોની રાજધાની છે.

## હિંદનું સામ્રાજ્ય.

તમે ગુજરાતની ભૂગોળ ને મુંબઈ ઇલાકાની સામાન્ય ભૂગોળ શીખી ગયા. હવે હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળ તમારે શીખવાની છે. મુંબઈ ઇલાકો હિંદુસ્તાનનો એક ભાગ છે. મુંબઈ ઇલાકા જેવા હિંદુસ્તાનમાં બીજા પણ ઇલાકા છે. મુંબઈ ઇલાકાની એજન્સિઓ (દેશી રાજ્યોના સમૂહ) જેવી એજન્સિઓ પણ હિંદુસ્તાનમાં છે. એ ખાલસા મુલક અને એજન્સિઓના ઉપરી તરીકે ગવર્નર જનરલ છે. તે શહેનશાહના પ્રતિનિધિ છે તેથી વાઇસરૉય પણ કહેવાય છે. આપણા ગવર્નરના પણ તે ઉપરી છે.

આ એક વિશાળ દેશ છે અને જુના વખતમાં સુધારાની ટોચ પર પહોંચેલો હતો. તે વખતે દુનિયાના સુધરેલા દેશોમાં વિદ્યા, કારીગરી વગેરે માટે બહુ પ્રખ્યાત હતો.

**સીમાઃ**—ઉત્તરે **હિમાલય** પર્વત, **કારાકોરમ** પર્વત અને **હિંદુકુશ** પર્વત હિંદુસ્તાનનું રક્ષણ કરે છે, અને એ પર્વતોને લીધે કોઈ પણ પરદેશી પ્રજા ઉત્તરની સરહદ ઉપર થઈને હિંદુસ્તાન પર ચઢાઈ કરવાને શક્તિમાન થઈ નથી. પૂર્વે ચીન, હિંદીચીન અને બંગાળાનો ઉપસાગર, દક્ષિણે હિંદી મહાસાગર અને પશ્ચિમે અરબી સમુદ્ર, ઈરાનના પહાડી પ્રદેશો અને

અફ્ઘાનિસ્તાન છે હિંદુસ્તાનની સરહદ પર આવી રીતે મોટા પહાડો અને મહાસાગર હોવાને લીધે દુસ્મનો ચઢાઈ કરી શક્યા નથી. માત્ર સુલેમાન પર્વતમાંના ઘાટને રસ્તે હિંદુસ્તાનમાં આવી શકાય છે અને તેજ માર્ગે મુસલમાનો અને બીજાઓએ હિંદુસ્તાન પર ચઢાઈઓ કરી છે.

**આકાર** અને **ક્ષેત્રફળઃ**—એ દેશનો આકાર ત્રિકોણાકાર છે અને તે ત્રિકોણનો પાયો હિમાલય છે, અને હિંદુસ્તાનનું દક્ષિણ બિંદુ છે તે ત્રિકોણનું શિરોબિંદુ છે.

હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૮,૦૦,૦૦૦ ચો. મા. છે. એટલે મુંબઇ ઇલાકાના ખાલસા મુલક કરતાં ૧૫ગણું છે. એમાંના ૧૧,૦૦,૦૦૦ ચો. મા. મુલક ખાલસા છે અને બાકીના ૭,૦૦,૦૦૦ ચો. મા. મુલક દેશી રાજાઓના તાબામાં છે કાસ્મીરની છેક ઉત્તરથી દક્ષિણમાં કન્યાકુમારિકા ભૂશિર સુધી તેની લંબાઈ ૨,૦૦૦ માઇલ અને પૂર્વ છેડાથી બલુચિસ્તાનના પશ્ચિમ છેડા સુધીનું અંતર ૨૫,૦૦ માઇલ છે.

**કુદરતી ભાગોઃ**—હિંદુસ્તાનના કુદરતી ભાગો ચાર છે.—(૧) હિમાલયનો ઉચ્ચ પ્રદેશ, (૨) સિંધુ ગંગાનો સપાટ પ્રદેશ, (૩) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, અને (૪) બ્રહ્મદેશ. હિમાલયનો ઉચ્ચ પ્રદેશ હિંદુસ્તાનનું રક્ષણ કરે છે, એટલુંજ નહિ પણ વરસાદ આપે છે અને પોતાને મથાળે બરફ એકઠું કરે છે, જેનું પાણી ઉનાળામાં મોટી નદીઓમાં વહે છે. આ કારણનેજ લીધે સિંધુ ગંગા નદીનો પ્રદેશ ફળદ્રુપ છે. બ્રહ્મદેશ હિંદુસ્તાનથી જુદો પડે છે. ત્યાંના લોકોના રીતરિવાજ તદન જુદા છે.

**પર્વતોઃ—હિમાલય પર્વત** (હિમ+આલય=હિમનું સ્થાન) અને તે કાસ્મીરમાં સિંધુ નદીથી પૂર્વમાં આસામની બ્રહ્મપુત્રા નદી સુધી ફેલાયલો છે. આ પર્વતના ત્રણ માઇલથી ઉંચા ભાગ પર હંમેશા બરફ તથા બરફની નદી છે તેથી એનું નામ હિમાલય પડયું છે. એ એક પર્વત નથી પણ ઘણા પર્વતોની હાર હોય છે અને એની વચ્ચે વચ્ચે ખીણ છે. એમાંની બે હાર ઘણી ઉંચી છે અને તેમાંની પણ દક્ષિણની હાર ઘણીજ ઉંચી છે. અને તે હાર પર હિમાલયનાં ઉંચાં શિખર આવેલાં છે. એ હારોની પહોળાઈ ૨૦૦ માઇલ છે. એની સરાસરી ઉંચાઈ ૨૦,૦૦૦ ફુટ છે. એનાં ૭૦

શિખર ૨૪,૦૦૦ ફુટ કરતાં વધારે ઉંચાં છે અને તેમાં સૌથી ઉંચું શિખર **गौरीशंकर** અથવા **एवेरेस्ट** ૨૯,૦૦૦ ફુટ ઉંચું છે. દુનીઆ પર ઉંચામાં ઉંચો પહાડ એ છે. **कांचनगंगा** (૨૮,૧૫૬ ફુટ), અને **धवलगिरि** (૨૬,૮૨૬) બીજાં ઉંચાં શિખરો છે.

એ પર્વતમાંથી હિંદુસ્તાનની અડધી નદીઓ નીકળે છે. એને લીધે નૈર્ઋત્યનો વરસાદ ગંગા નદીના પ્રદેશમાં પડે છે. હિમાલય પરથી મોટી નદીઓ ચગુ લાવી નદીઓના પ્રદેશ ફળદ્રુપ કરે છે અને ઉત્તરનો ઠંડો પવન હિંદુસ્તાનમાં હિમાલય આવવા દેતો નથી. વળી કોઈ દુસ્મન પણ એ રસ્તેથી આવી શકતો નથી, તેથી હિમાલય હિંદુસ્તાનનો રક્ષક અને પોષક છે.

દરેક જાતની વનસ્પતિ એ પર્વત પર થાય છે એના ઘણાક ભાગ પર ઘાડાં જંગલ છે. તેમ ત્યાં ફાડી ખાનારાં જંગલી પશુઓ પણ બહુ રહે છે.

કાશ્મીર, નેપાળ, ભૂતાન, સિકીમ વગેરે પ્રદેશો તેનો ઉપર મધ્ય ઉંચાઈએ આવેલા છે. સિકિમ તરફ **जेलापाला** ઘાટ છે અને તે રસ્તે થઈ તિબેટમાં જવાય છે.

**काराकोरम** અને **हिंदुकुश** હિમાલયના ફાંટા છે. એ કાશ્મીરની સરહદ પર આવેલા છે. કારાકોરમમાં જે ઘાટ છે તે રસ્તે ચિનાઈ તુર્કસ્તાનમાં જવાય છે.

**सुलेमान पर्वत** હિંદુસ્તાનને અફ્ઘાનિસ્તાનથી જુદો પાડે છે. તેમાં સૌથી ઉચું શિખર **तख्तेसुलेमान** ( સુલેમાન રાજાનુ સિંહાસન ) છે. આ પર્વતમાં **बोलन घाट** અને **खाइबर** ઘાટ નામના માર્ગ છે. ખાઈબિરઘાટ પેશાવરની પશ્ચિમે અફ્ઘાનિસ્તાનના રસ્તા પર છે અને એજ રસ્તે મુસલમાનોએ હિંદુસ્તાન પર ચઢાઈ કરી છે. બોલનઘાટને રસ્તે બલુચિસ્તાનમાં જવાય છે. સિંધની સરહદ પર આવેલા **हाला** અથવા **खिरथर** સિંધને બલુચિસ્તાનથી જુદો પાડે છે.

**विंध्य पर्वत** મધ્ય હિંદુસ્તાનમાં નર્મદાના પ્રદેશની ઉત્તર સરહદે પડેલો છે અને તે ખંભાતના અખાતથી પૂર્વમાં ૬૦૦ માઇલ ગયેલો છે.

**અરવલ્લી ડુંગરની** હાર રજપુતાનામાં આવેલી છે. એના **આબુ** નામના (૫,૬૬૬ ફુટ) ઉંચા શિખર પર જૈનોનાં ઘણા જોવા લાયક દેલવાડાનાં દહેરાં છે અને તે ગરમીની ઋતુમાં હવા ખાવાનું સ્થળ છે.



દેલવાડાનાં દહેરાં.

**સાતપુડા** પર્વત નર્મદા અને તાપી નદીની વચ્ચે વિંધ્યની સમાંતરે છે. **પંચમરી** નામનું એનું ઉંચું શિખર ૪,૫૦૦ ફુટ ઉંચું છે.

**પશ્ચિમ ઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે. આ **સહ્યાદ્રિ** પણ કહેવાય છે. પશ્ચિમઘાટ અને દરીઆ કિનારા વચ્ચેનો પટો ૩૦ થી ૪૦ માઇલ પહોળો છે અને તે **કોંકણ** કહેવાય છે એનું ઉંચું શિખર **મહાબલેશ્વર** (૫,૦૦૦ ફુટ) છે અને ત્યાં મુંબઈના ગવર્નર ઉનાળામાં જઈ રહે છે.

**પૂર્વઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની પૂર્વ સરહદ પર આવેલો છે. એમાં થઈને ગોદાવરી જેવી નદીઓ બંગાળાના ઉપસાગરમાં પડે છે.

**નીલગિરિ** મ્હેસુરના ઉચ્ચ પ્રદેશની દક્ષિણે આવેલો છે અને તે પૂર્વઘાટ અને પશ્ચિમ ઘાટને સાંધે છે. એમાં **દોદાબેટા** ( ૮,૭૬૦ ફુટ )

નામનું ઉંચું શિખર છે. **उताकामंड** એ પર્વત પર હવા ખાવાનું સ્થળ છે. નીલગિરિની દક્ષિણે **पालघाट** નામનો ખાડો અથવા સપાટ મેદાન છે. તેની દક્ષિણના પહાડો કન્યા કુમારિકા સુધી પહોંચેલા છે.

હિમાલયને પૂર્વ છેડે **पतकोई पर्वत** બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે અને તે ઉપલા બ્રહ્મદેશને આસામથી જુદો પાડે છે. આસામના **नागा, खास्या** અને **गारो** ડુંગરો પતકોઈના ફાંટા છે. બ્રહ્મદેશના દક્ષિણ ભાગમાં પર્વતોની હાર ઘણી છે અને તે એક બીજાને સમાંતર આવેલા છે.

**नदीओः**—એશિઆ ખંડના બીજા કોઈ દેશ કરતાં હિંદુસ્તાનમાં વધારે નદીઓ છે. (હિંદુસ્તાન એશિઆ ખંડનો એક ભાગ છે) સિંધુગંગા નદીના પ્રદેશમાં ઘણી અને મોટી નદીઓ આવેલી છે. એ પ્રદેશમાં જમનાની પશ્ચિમમાં જળક્ષેપક પ્રદેશ છે તેથી પૂર્વની નદીઓનો ઢાળ પૂર્વ તરફ છે અને પંજાબનો ઢાળ દક્ષિણ તરફ હોવાને લીધે તે તરફની નદીઓ દક્ષિણ તરફ વહે છે. જમનાની પૂર્વનો ઢાળ પૂર્વ તરફનો છે તેથી ગંગા નદી પૂર્વ તરફ વહે છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો હોવાને લીધે ત્યાંની નદીઓ પૂર્વ તરફ વહે છે. સહ્યાદ્રિ અને દરીઆ કિનારા વચ્ચેનો પશ્ચિમ પ્રદેશ ઘણો સાંકડો છે, તેથી જે કોઈ નદીઓ તે તરફ વહે છે તે નાની છે.

**गंगा** (૧,૫૦૦ માઇલ) ૧૨,૦૦૦ ફુટની ઉંચાઇએથી હિમાલયના દક્ષિણ ઢાળે આવેલા ગંગોત્રી આગળથી બરફની નદીમાંથી નીકળે છે. **हरद्वार** આગળ તે મેદાનમાં દાખલ થાય છે. એ નદી પહેલાં દક્ષિણ તરફ. પછી પૂર્વ તરફ અને પાછી દક્ષિણ તરફ વહે છે. એને જમણી તરફથી **जमना** અને **शोण** નદી અને ડાબી તરફથી **गोग्रा, गोमती, गंडकी, कुशी** વગેરે મળે છે. મુખ આગળ ગંગા બ્રહ્મપુત્રાને મળે છે અને બંને નદી પુષ્કળ માટી ખેંચી લાવે છે. બંનેના મુખ આગળના ત્રિકોણાકૃતિ પ્રદેશનો સુંદરી નામનાં ત્યાંનાં ઝાડો પરથી **सुंदरवन** નામે ઓળખાય છે. આ ભાગ ધીચોધીચ જંગલ અને ભેજવાળો છે. મુખ આગળનો ફાંટો **हुगली** નામે ઓળખાય છે. એ બંગાળાના ઉપસાગરમાં પડે છે.

એમાંથી ઘણી નહેરો વાટે પાણી લઈ ખેતીના કામમાં તે વાપરવામાં આવે છે. કલકત્તેથી ઉત્તરે ૨૨ માઇલ પર ચંદનગર સુધી મોટી આગબોટો

આવે છે, અને વહાણો છેક સંયુક્ત પ્રાંતના ઉત્તર ભાગ સુધી આવે છે. ગંગા નદી પવિત્ર ગણાય છે અને તેને કાંઠે મોટાં શહેરો છે.

**જમના** (૮૬૦ માઇલ) નદી હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી અલાહાબાદ આગળ ગંગાને મળે છે. **ચંબલ** અને **બટવા** નદી વિંધ્ય પર્વતમાંથી નીકળી જમનાને મળે છે. એના ઉપર દિલ્હી, મથુરા, આગ્રા અને સંગમ આગળ અલાહાબાદ આવેલાં છે.

**બ્રહ્મપુત્રા** (૧,૮૦૦ માઇલ) નદી હિમાલયના ઉત્તર ઢાળેથી માન-સરોવર પાસેથી નીકળી તિબેટમાં વહી હિમાલય પર્વત ઓળંગી હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે. તિબેટમાં એ નદી **સાંપુ** નામે અને આસામમાં **ડિહાંગ** નામે ઓળખાય છે. હિંદુસ્તાનમાં તેને જમણી તરફથી **તિસ્તા** અને ડાબી બાજુએથી **સુરમા** મળે છે.

**સિંધુ** નદી ( ૧,૮૦૦ માઇલ ) તિબેટના ઉચ્ચ પ્રદેશમાં આવેલા કૈલાસ શિખર નજીકથી નીકળી હિમાલય પર્વતમાં થઈ કાશ્મીર, પંજાબ અને સિંધમાં થઈ અરબી સમુદ્રને મળે છે. એનું મૂળ બ્રહ્મપુત્રાના મૂળ પાસે છે. જમણી બાજુએથી અટક આગળ **કાબુલ** અને ડાબી બાજુએથી **જેલમ, ચિનાબ, રાવી, બિઆસ** અને **સતલજ** એને મળે છે. એમાં કરાંચીથી અટક સુધી વહાણો ફરી શકે છે. સિંધની ખેતીનો આધાર સિંધુ નદી પર છે. કારણકે એનુ પાણી નહેર વાટે ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે.

**નર્મદા** અને **તાપી** નદી પશ્ચિમમાં વહી ખંભાતના અખાતને મળે છે. નર્મદામાં સુરપાણનો જળધોધ છે.

**મહાનદી** (૫૫૦ માઇલ) મધ્ય પ્રાંતોમાંથી નીકળી પૂર્વઘાટ તરફના ડુંગરમાં થઇ કટક આગળ બંગાળાના ઉપસાગરને મળે છે. અડધી એ મધ્ય પ્રાંતોમાં અને અડધી એ ઓરિસામાં વહે છે.

**ગોદાવરી** (૯૦૦ માઇલ) નદી પશ્ચિમઘાટમાંથી નાશિક આગળથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. એના મુખ આગળ ઘણી નહેરો બાંધેલી છે.

**કૃષ્ણા** ( ૮૦૦ માઇલ ) પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર આગળથી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એના મુખ આગળ બેઝવાડાની પ્રસિદ્ધ નહેરો છે.

**કાવેરી** (૪૭૫ માઇલ) નદી પણ પશ્ચિમઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં વહી બંગાળાના ઉપસાગરમાં પડે છે. મ્હૈસુરમાં એના ઉપર ૧૨ બંધ બાંધેલા છે. એમાં બે ધોધ છે. સીવા–સમુદ્રમ આગળના ધોધનું પાણી ૩૨૦ ફુટની ઉંચાઈએથી પડે છે. એ ધોધના બળ વડે વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે.

**ઇરાવદી** અને **સાલ્વીન** બ્રહ્મદેશમાં મોટી નદીઓ છે.

**સરોવરો**:—હિંદુસ્તાનમાં મીઠા પાણીનાં ત્રણ સરોવર છે.-(૧) **વુલર** સરોવર કાશ્મીરમાં, (૨) **નૈનીતાલ** સંયુક્ત પ્રાંતમાં અને (૩) **કોલર** ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચે.

ખારા પાણીનું મોટું સરોવર **સાંબર** રજપુતાનામાં આવેલું છે અને તેમાંથી મીઠું પકવવામાં આવે છે. પૂર્વ કિનારા ઉપરનાં **ચિલ્કા** ( મહા નદીના મુખ આગળ ) અને **પુલીકટ** ( પન્નાર નદીના મુખ આગળ) એ ખારાં પાણીનાં સરોવર છે.

**કિનારો**:—હિંદુસ્તાનના કિનારાની લંબાઈ દેશના મહત્ત્વના પ્રમાણમાં થોડી (૪,૦૦૦ માઇલ) છે કારણ તે સીધો અને ઘણા ખાંચાવાળો નથી. તે છતાં થોડાં બંદરો સારાં છે. પશ્ચિમ કિનારે જે બંદરો છે તેમાં મુંબઈનું બંદર સારૂં છે. મદ્રાસનું બંદર ચણતર કામ કરી બનાવેલું અને ખુલ્લું છે. કલકત્તાનું બંદર સહીસલામત નથી, કારણકે કઈ વખતે રેતી વધી જશે તે નક્કી કહી શકાતું નથી.

હિંદુસ્તાનનો પૂર્વ કિનારો **કોરોમાંડલ** અને પશ્ચિમ કિનારો **મલબાર કિનારો** કહેવાય છે. પશ્ચિમ કિનારે **કરાંચી** અને **મુંબઈ** એ બે મોટાં બંદર છે. અહીં **કચ્છ**નો અખાત અને **ખંભાત**નો અખાત આવેલા છે. કચ્છની ઉત્તરે **કચ્છ**નું રણ આવેલું છે. એ રણ રજપુતાનામાં અને સિંધમાં ગયેલું છે. એ રણમાં ચોમાસામાં વરસાદનું વરસાદનું પાણી ભરાય છે. પાણી સુકાયા પછી તેમાં રેતીના ડુંગરો જોવામાં આવે છે.

હિંદુસ્તાનની દક્ષિણમાં **મનારનો** અખાત છે. એ અખાતમાં **કન્યાકુમારી** નામની ભૂશિર છે. **પાકની સામુદ્રધુની** મનારના અખાતને બંગાળાના ઉપસાગર સાથે સાંધે છે. પાકની સામુદ્રધુનીનો દક્ષિણ ભાગ પરવાળાંની ટેકરીઓ અને રેતીના ડુંગરથી પુરાઈ ગએલો છે. આ ટેકરીઓ લગભગ સમુદ્રની સપાટી સુધી ઉંચી છે અને રામેશ્વરના બેટથી સિલોન સુધી લગભગ જાય છે. આને આપણા લોકો **રામનો સેતુ** કહે છે.

**બેટ:**—આપણા દેશની આજુબાજુ કેટલાક બેટો આવેલા છે. તેમાં દક્ષિણમાં આવેલો **સિલોન** સૌથી મોટો છે. એને **સિંહલદ્વીપ** અથવા **લંકા** પણ કહે છે. પશ્ચિમ કિનારે **લક્ષદ્વીપ** (લાખ બેટ, અને **માલદ્વીપ** (હજાર બેટ) નામના ગોળાકારમાં આવેલા નાના પરવાળાંના બેટોના બે જુદા જુદા સમુહ છે.

બંગાળાના ઉપસાગરમાં **અંદામાન** અને **નિકોબાર** નામના બે મોટા બેટો છે જેને કાળા પાણીની શિક્ષા અથવા જન્મ સુધીની શિક્ષા થાય છે તેવા કેદીઓને અંદામાન મોકલવામાં આવે છે.

**આબોહવા:**—પૃથ્વીના ઉત્તર ગોળાર્ધમાં જેમ જેમ ઉત્તરમાં જઈએ તેમ તેમ હવા ઠંડી હોય છે તેમજ જેમ જેમ ઉંચે જઈએ તેમ તેમ પણ હવા ઠંડી હોય છે. તે પ્રમાણે દક્ષિણમાં હવા વધારે ગરમ છે અને કાશ્મીર અને પંજાબમાં હવા ઠંડી હોય છે. તેમજ પહાડોનાં શિખરો પર હવા ઠંડી હોય છે. આ કારણને લીધે ઉનાળામાં તવંગર લોકો મહાબળેશ્વર, માથેરાન, સિમલા વગેરે સ્થળે જાય છે.

સમુદ્ર પાસેના મુલકમાં શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં બહુ ફેર રહેતો નથી પણ જેમ દેશના અંદરના ભાગમાં જઈએ છીએ તેમ વધારે ફેર છે. આ કારણને લીધે મુબઈમાં ઠંડી અને તાપ વધારે હોતો નથી પણ અમદાવાદમાં તાપ અને ઠંડી વધારે હોય છે. આજ કારણને લીધે રજપુતાના, માળવા, પંજાબ, સંયુક્ત પ્રાંતો, બહાર, મધ્ય પ્રાંતો વગેરે ભાગમાં શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમી હોય છે.

**વરસાદ:**—હિંદુસ્તાનમાં એપ્રિલથી સપ્ટેમ્બર સુધી નૈર્ઋત્યનો પવન અને ઓકટોબરથી માર્ચ સુધી ઇશાની પવન વાય છે. ઉનાળામાં દક્ષિણ તરફથી

પવન આવે છે અને શિઆળામાં ઉત્તર તરફથી આવે છે. એ નૈર્ઋત્યનો પવન હિંદી મહાસાગર પર થઈને આવે છે અને તેથી ભેજ લાવે છે અને તેથી પશ્ચિમ કિનારે વરસાદ પડે છે. એ પવન કિનારે પહેલો આવે છે તેથી કિનારે વધારે વરસાદ હોય છે અને જેમ અંદર જઈએ તેમ ઓછો હોય છે. પહાડોની જે બાજુએ પવન હોય છે તે બાજુએ વરસાદ પડે છે અને બીજી બાજુએ વરસાદ પડતો નથી. આ કારણને લીધે ઘાટની પૂર્વમાં વરસાદ થોડો છે.

જે ઈશાની પવન ઓકટોબરથી માર્ચ સુધી વાય છે તે કોરી જમીન પરથી આવવાને લીધે સુકો હોય છે. આસામના ખાસ્યા ડુંગરમાં ચેરાપુંજીમાં વધારે વરસાદ પડે છે. ઈશાનનો પવન બંગાળી ઉપસાગરમાંથી આવે છે ત્યારે તે વરસાદ લાવે છે અને તે મદ્રાસના પૂર્વ કિનારે હૈદરાબાદના રાજ્યમાં અને મધ્યપ્રાંતોમાં પડે છે.

થરનું રણ અને તેની આજુબાજુનો પંજાબનો, સિંધનો, અને રજપુતાનાનો મુલક એમાં વરસાદ બહુ ઓછો છે, કારણ કે સહેજસાજ ભેજવાળી હવા તે તરફ આવે છે તેમાંનો ભેજ ઠારવા પહાડ કે લીલોતરી નથી. ઉલટું અતિશય ગરમીને લીધે ભેજ વરાળનું રૂપ પકડે છે.

એકંદરે વધતો ઓછો વરસાદ હિંદુસ્તાનમાં લગભગ બધે સ્થળે પડે છે અને જ્યાં પડતો નથી ત્યાં સરકારે નહેરો બાંધી છે અને લોકો તેથી ખેતી કરે છે.

**ખેતીઃ**—ખેતીનો આધાર જમીનની ફળદ્રુપતા પર રહેલો છે. એવો નિયમ છે કે નદીના મુખ આગળનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ હોય છે, કારણ કે તે ભાગમાં નદીનું ચગું ઠરેલું હોય છે. ભરૂચ આગળ બેટો છે તે પર ઘણી ઉત્તમ ખેતી થાય છે. નદીના મધ્ય પ્રવાહ આગળ ખેતી સારી થાય છે પણ મુખ જેવી નહિ. નદીના મુળ આગળ ખેતી સારી હોતી નથી ડુંગરવાળો મુલક ખેતીને બહુ લાયક હોતો નથી પણ તેવી જમીન પર ચા અને ખુંદ થાય છે. આ છતાં પણ વરસાદ તદ્દન હોતો નથી તો ત્યાં ખેતી થતી નથી. જો નહેર વાટે એવી સારી જમીનમાં પાણી મળે તો ત્યાં સારી ખેતી થાય છે.

હિંદુસ્તાન દેશ મોટો છે અને તેમાં નદીઓ પણ મોટી છે. તેમજ જુદી જુદી જાતની હવા અને જુદી જુદી જાતની જમીન છે તેથી લગભગ દુનીઆ પરના બધા પાકો અહીં થાય છે. આ નિયમો પ્રમાણે ગુજરાત ઘણો ફળદ્રુપ મુલક છે સિંધુ નદીના પ્રદેશમાં રેલ વખતે ચગુ ઠરે છે તેથી કાંઠાનો ભાગ ફળદ્રુપ છે. જ્યાં નાની નદીઓ હોય છે ત્યાં ખેતી ઉત્તમ થતી નથી. કોંકણ તરફ ડુંગરાનો ભાગ છે પણ વરસાદ વધારે છે તેથી ડાંગરનો પાક પુષ્કળ થાય છે. ઘાટ ઉપર સપાટ પ્રદેશ છે અને માટી કસદાર છે તેથી પાક સારો થાય છે. ખાનદેશ તાપી નદીના મધ્ય પ્રવાહનો ભાગ છે તેથી ખેતી સારી થાય છે. ઘઉંને શિઆળો કડક જોઇએ છે તેથી ગુજરાતમાં અને બીજા ભાગમાં જ્યાં શિઆળો વધારે કડક હોય છે ત્યાં ઘઉં થાય છે. ગુજરાતમાં સુરત અને ભરૂચમાં અને કૃષ્ણા નદીના કાંઠા પર જુવાર થાય છે. ગુજરાત, ખાનદેશ અને ધારવાડ એ જિલ્લામાં જમીન કાળી હોવાને લીધે કપાસ થાય છે. અમદાવાદ, ખેડા અને ગોદાવરીના કાંઠા પર બાજરી થાય છે. તુવેર અને ચણાને વરસાદ વધારે જોઈતો નથી તેથી જે ભાગમાં વરસાદ ઓછો હોય છે તે ભાગમાં એ કઠોળ થાય છે.

દરીઆ કિનારા પરની જમીનમાં નાળિએર અને સોપારી પુષ્કળ થાય છે. આંબા કાળી જમીનમાં થતાં નથી. દરીઆ કિનારા પરની જમીનમાં આંબા સારા થાય છે.

આજ નિયમો પ્રમાણે ગંગા નદીનો પ્રદેશ અને પંજાબ ઘણોજ ફળદ્રુપ છે. ગુજરાત પણ ઘણોજ ફળદ્રુપ છે. જ્યાં વરસાદ વધારે હોય છે ત્યાં ડાંગર થાય છે. બ્રહ્મદેશ, પૂર્વ અને પશ્ચિમ કિનારાના ભાગો, બંગાળા મુલાકો અને સંયુક્ત પ્રાંતો એમાં ડાંગર થાય છે. હિંદુસ્તાનના ઉત્તરના અડધા ભાગમાં ટાઢ અતિશય પડે છે તેથી ત્યાં ઘઉં થાય છે. પંજાબમાં, મધ્ય પ્રાંતોમાં, ખાનદેશ અને ગુજરાતમાં ઘઉં થાય છે. જુવાર, બાજરી, ચણા, તુવેરને પાણી બહુ જોઇતું નથી તેથી એ પાક ઘણા ભાગમાં થાય છે. મધ્ય પ્રાંતો, વરાડ, ખાનદેશ; કર્ણાટક, ગુજરાત અને સિંધમાં પુષ્કળ કપાસ થાય છે. એને વરસાદ ઓછો જોઈએ છે. આ ઉંચાણવાળી જગ્યાએ થાય

છે. બંગાળા, આસામ, પંજાબ, નીલગિરી વગેરે જગ્યા પર ચા થાય છે. સણુનો પાક બંગાળામાં ખાસ છે. અફીણ માળવા અને બહાર પ્રાંતમાં અને ગળી બહાર પ્રાંતમાં થાય છે. તંબાકુ ગુજરાતમાં થાય છે. મરી એલચી અને ગરમ મસાલો કર્ણાટકમાં થાય છે. ખુંદ દક્ષિણ હિંદુસ્તાનમાં નીલગિરિમાં થાય છે. અળસી મધ્ય પ્રાંતોમાં, મુંબઈ ઇલાકામાં અને સંયુક્ત પ્રાંતોમાં થાય છે. તલ, ગુજરાત, મદ્રાસ, બંગાળા અને બ્રહ્મદેશમાં થાય છે.

આ ઉપરાંત કેરી. કેળાં, નારંગી, ફણસ, શેરડી, લીંબુ, જમરૂખ, પપાંઉ દ્રાક્ષ. સીતાફળ વગેરે ઘણી જાતનો મેવો હિંદુસ્તાનમાં થાય છે.

**વનસ્પતિ** અને **જનાવરોઃ-સાગ** ઉષ્ણ અને ભેજવાળા પ્રદેશમાં થાય છે. તેથી મલબાર, કોંકણપટ્ટી અને બ્રહ્મદેશમાં થાય છે. એમાં એક પ્રકારનું તેલ રહે છે તેથી એને ઉધાઈ લાગતી નથી. એ ઇમારતી લાકડું છે. **શાલ** અને **દેવદાર** ઠંડી હવામાં થાય છે તેથી હિમાલયના ઉચા ભાગમાં એ પુષ્કળ થાય છે. આ ઝાડોનાં લાકડાં પણ ઉપયોગી છે. એ ઝાડ છોટાનાગપુર અને મધ્ય પ્રાંતોના જંગલમાં થાય છે. **તાડનાં ઝાડ** અને **નાળિયરી** દરીઆ કિનારા પર પુષ્કળ વરસાદના મુલકમાં થાય છે. મ્હૈસુરમાં **સુખડ** થાય છે. આ સિવાય જંગલનાં બીજાં ઝાડો **વાંસ**, **સીસમ**, **ખેર** વગેરે છે. **વડ**, **પીપલો**, **આમલી**, **બાવલ** આ ઝાડો ઘણા ભાગમાં જોવામાં આવે છે. આસામ અને બ્રહ્મદેશમાં **રબર**નાં ઝાડો થાય છે.

**હાથી** બ્રહ્મદેશ અને મ્હૈસુરનાં જંગલમાં જોવામાં આવે છે. સિંહ ગુજરાતના ગીરના ડુંગરમાં માલમ પડે છે. બંગાળા, આસામ, અને બ્રહ્મદેશમાં ગેંડા, અને સિંધમાં ગધેડાની એક જંગલી જાત જોવામાં આવે છે. સિંધ અને રજપુતામાં ઉંટ સાધારણ પ્રાણી છે. જંગલોમાં વાઘ, ચિત્તા, જંગલી બિલાડી, રીંછ, દીપડો, વરુ, શિઆળ વગેરે જોવામાં આવે છે. હિમાલયમાં ચમરી ગાય અને કસ્તુરી મૃગ થાય છે. કાશ્મીરમાં ઉંચી જાતના ઘેટાં થાય છે. આ ઉપરાંત ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, મેંઢાં, ઘોડા, ઉંટ, ગધેડા, કુતરા આ સામાન્ય રીતે બધે જોવામાં આવે છે.

દક્ષિણના જંગલમાં ઘણા ઝેરી સાપ હોય છે અને તેમાંના કેટલાક લાંબા હોય છે. કેટલીક નદીઓમાં મગર હોય છે.

મોર, પોપટ, ગીધ, સમડી, કાગડા, કોયલ, ચકલી અને મેના એ સાધારણ પક્ષી છે.

**खनिज**:–હિંદુસ્તાનમાં ખાણોની હજુ સુધી જોઈએ તેવી શોધ ખોળ થઈ નથી, **સોનું** મ્હૈસુરમાં, **माणेक** ઉપલા બ્રહ્મદેશમાં, **अबरख** છોટાઉદેપુર, નાગપુર અને બહારમાં, **कलाइ** બ્રહ્મદેશના ટિનસરીમમાંથી, **મીઠું** પંજાબના મીઠાના ડુંગરમાંથી, **केरोसीनतेल** બ્રહ્મદેશમાંથી, **कोयला** બંગાળા, આસામ અને મધ્યપ્રાંતોમાંથી, **लोखंड** મધ્ય પ્રાંતો, છોટાનાગપુર અને ઓરિસ્સા, અને **मेंगेनीझ** મદ્રાસ ઇલાકા અને ગુજરાતમાં જડે છે. **મોતી** સીલોનની ખાડીમાંથી નીકળે છે.

**धंधा**:–લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. પણ જુના વખતથી હિંદુસ્તાનના લોકો તેઓની કારીગરી માટે પ્રસિદ્ધ છે. જુના વખતમાં ઢાકાની મલમલ ઘણી વખણાતી તેમજ અહીંનું રેશમી તથા કસબી કાપડ બહારદેશ ઘણું જતું. કાશ્મીરની શાલો હજુ વખણાય છે. યુરોપીઅન પ્રજાના આવવાથી સાંચાના તૈયાર થયેલો માલ હિંદુસ્તાનમાં વધારે સોંઘો આવવાથી જુની કારીગરીને નુકસાન લાગ્યું છે. પણ હવે અહીં ઘણી મીલો થઈ છે. મુંબઈ, અમદાવાદ, અને નાગપુરમાં ખાસ સુતર અને સુતરાઉ કાપડની મીલો છે. બંગાળામાં સણની મીલો છે. પંજાબમાં હજુ ગરમ કાપડ બને છે. ત્યાં ઠંડીને લીધે ઘેટાં ઘણાં છે અને એ લોકોને ગરમ કાપડની પણ જરૂર છે. જ્યાં મોટાં રાજ્યો છે અને લોકો નકશી કામને ઉત્તેજન આપે છે તેવા શ્રીમંત શહેરોમાં રૂપા અને સોનાનું નકશીકામ બને છે.

**वेपार, आगगाडी**ના રસ્તા વગેરેઃ—હિંદુસ્તાનનો વેપાર ઘણો મોટો છે અને દુનિઆના બધા દેશો જોડે ચાલે છે. મુખ્યત્વે કરીને વેપાર ઇગ્લાંડ સાથે છે. કુલ વેપાર લગભગ રૂ. ૬ અબજનો છે. ઇગ્લાંડથી સુતરાઉ કાપડ, મિલનો સામાન, આગગાડીનો સામાન વગેરે આવે છે અને અહીંથી કાચો માલ જાય છે.

વેપારની સવડ માટે સડકો અને આગગાડીની જરૂર છે. હિંદુસ્તાનમાં ૩૭,૦૦૦ માઈલ રેલવે છે. તાર અને ટેલીફોનની સવડ પણ ઘણી જગ્યાએ છે. વીજળીના તારની લંબાઈ ૪,૧૨,૦૦૦ માઈલ છે.

**વસ્તી અને ધર્મો**:—હિંદુસ્તાનની વસ્તી ૩૨,૦૦,૦૦,૦૦૦ની છે. એમાં ખાલસા મુલકમાં ૨૫ કરોડ અને દેશી રાજ્યોમાં ૭ કરોડની વસ્તી છે. એ વસ્તીમાં ૬૮ ટકા હિંદુ, ૨૨ ટકા મુસલમાન, ત્રણ ટકા બુદ્ધ ધર્મ માનનારા, એક ટકો શીખ, એક ટકો ખ્રિસ્તી અને બાકીનામાં જૈન, અનાર્ય વગેરે છે.

**રાજ્ય વહીવટ**:—ઈંગ્લાંડનાં મહારાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. ઈંગ્લાંડમાં હિંદુસ્તાનના રાજ્ય પર દેખરેખ રાખવા એક પ્રધાન નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં મુખ્ય સુબો વાઈસરૉય અને ગવર્નર જનરલ છે. તે કારભારી મંડળીની સહાયથી રાજ્યકારભાર ચલાવે છે. કારભારી મંડળમાં લશ્કરના વડા સહીત સાત સભાસદ હોય છે. વાઈસરૉયને કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને પાછી બે સભા છે:—એકને લેજીસ્લેટીવ એસેમ્બ્લી કહે છે અને બીજીને કાઉન્સિલ ઑફ સ્ટેટ કહે છે. એ વાઈસરૉય આખા હિંદુસ્તાન ઉપર હુકુમત ચલાવે છે અને એના હાથ નીચે પ્રાંતોના ગવર્નર છે. મુંબઈ, મદ્રાસ અને બંગાળા એ ત્રણ મોટા ઈલાકા છે અને તેના ગવર્નરને મોટી સત્તા છે. બીજા પ્રાંતોના ગવર્નર હિંદુસ્તાનમાં નોકરી કરેલા સિવિલ સરવન્ટ હોય છે. હિંદુસ્તાનનું રાજનગર હમણા **દિલ્હી** છે.

**દિલ્હી**:—દિલ્હી પ્રાંતમાં હિંદુસ્તાનના સામ્રાજ્યનું રાજનગર આવેલું છે. એમાં કુતુબમિનાર વગેરે જોવા લાયક સ્થળો છે.

**જગન્નાથપુરી** ઓરીસામાં, **બનારસ** (કાશી), **હરદ્વાર** અને **અલ્લાહાબાદ** (પ્રયાગ) સંયુક્ત પ્રાંતોમાં, **રામેશ્વર** (મદ્રાસ ઇલાકામાં) અને **ગયા** બહારમાં હિંદુ લોકોનાં જાત્રાનાં સ્થળ છે.

**સીમલા** પંજાબમાં હવા ખાવાનું સ્થળ છે. અહીં વાઈસરૉય ઉનાળામાં રહે છે.



કુતુબમિનાર.

**અમૃતસર** પંજાબમાં શીખ લોકોનું જાત્રાનું સ્થળ છે.

**મદ્રાસ** મદ્રાસ ઇલાકાનું, **કલકત્તા** બંગાળા ઇલાકાનું અને **મુંબઇ** મુંબઈ ઇલાકાનું રાજનગર છે.

**મદુરા** મદ્રાસ ઇલાકામાં પ્રાચીન, વિશાળ અને સુંદર શિવાલયને માટે પ્રખ્યાત છે.



સુવર્ણ મંદિર. (અમૃતસર).

**રંગુન** બ્રહ્મદેશનું મુખ્ય શહેર, **લાહોર** પંજાબનું મુખ્ય શહેર, **નાગપુર** મધ્ય પ્રાંતોનું અને **પટણા** બહારનું મુખ્ય શહેર છે.

**ડહેરાદુન** સંયુક્ત પ્રાંતમાં જંગલ ખાતાની કોલેજ માટે અને **પુષા** બહારમાં ખેતીવાડી ખાતાની મોટી કોલેજ માટે પ્રખ્યાત છે.

**આગ્રા** સંયુક્ત પ્રાંતોમાં અકબર અને શાહજહાનનાં વખતમાં રાજધાનીનું નગર હતું. અહીં ઘણાં મકાન જોવાલાયક છે તેમાં તાજમહાલ મુખ્ય છે.

હિંદુસ્તાનમાં વડોદરાનું રાજ્ય, મ્હૈસુરનું રાજ્ય, હૈદ્રાબાદનું રાજ્ય, કાશ્મીરનું રાજ્ય અને ગ્વાલીઅરનું રાજ્ય નામદાર હિંદી સરકારની સીધી દેખરેખ નીચે છે. તેમજ રજપુતાના એજન્સિ, મધ્ય હિંદ એજન્સિ, પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની એજન્સિ, પંજાબનાં રાજ્યોની એજન્સિ અને મદ્રાસના રાજ્યોની એજન્સિ પણ હિંદી સરકારની સીધી દેખરેખ નીચે છે.

વડોદરાની રાજધાની **વડોદરા**, મ્હૈસુરની રાજધાની **મ્હૈસુર**, હૈદ્રાબાદની રાજધાની **હૈદ્રાબાદ** ગ્વાલીઅરની રાજધાની **ગ્વાલીઅર**



તાજમહાલ.

અને કાશ્મીરની રાજધાની **શ્રીનગર** છે. રજપુતાના એજન્સિનું મુખ્ય શહેર **અજમેર**, મધ્ય હિંદ એજન્સિનું મુખ્ય શહેર **ઇંદોર**, પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની એજન્સિનું મુખ્ય શહેર **રાજકોટ**, પંજાબના રાજ્યની એજન્સિનું મુખ્ય શહેર **પતીઆલા** છે, અને મદ્રાસ એજન્સિનું મુખ્ય શહેર **ત્રિવેન્દ્રમ** છે.

## अमदावाद जिल्लो.

| | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી |
|---|---|---|
| ધંધુકા તાલુકો | ૧,૦૮૩ | ૮૭,૮૦૮ |
| ઘોઘા મહાલ | ૨૨૪ | ૩૦,૫૯૮ |
| ધોળકા તાલુકો | ૬૯૦ | ૮૫.૪૬૩ |
| ઉત્તર દસક્રોઈ તાલુકો | ૧૯૨ | ૩,૫૦,૨૭૫ |
| સાણંદ મહાલ | ૨૯૮ | ૪૪,૭૯૯ |
| પ્રાંતીજ તાલુકો | ૨૮૬ | ૬૫,૨૯૨ |

| | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી |
|---|---|---|
| મોડાસા મહાલ | ૧૬૧ | ૨૭,૯૭૩ |
| દક્ષિણ દસક્રોઈ તાલુકો | ૨૧૫ | ૬૩,૬૯૯ |
| વિરમગામ તાલુકો | ૬૭૫ | ૧,૩૫,૦૦૪ |
| કુલ | ૩,૮૨૪ | ૮,૯૦,૯૧૧ |

## भरुच जिल्लो.

| | | |
|---|---|---|
| આમોદ તાલુકે | ૧૭૬ | ૩૪,૯૯૩ |
| અંકલેશ્વર તાલુકો | ૧૫૩ | ૪૬,૩૪૧ |
| હાંસોટ મહાલ | ૧૫૪ | ૨૪,૭૩૨ |
| ભરુચ તાલુકો | ૨૫૧ | ૧,૧૦,૧૩૩ |
| જંબુસર તાલુકો | ૩૮૭ | ૬૨,૨૫૭ |
| વાગરા તાલુકો | ૩૪૦ | ૨૯,૨૮૯ |
| કુલ | ૧,૪૬૮ | ૩,૦૭,૭૪૫ |

## खेडा जिल्लो.

| | | |
|---|---|---|
| આણંદ તાલુકો | ૨૪૪ | ૧,૪૬,૭૬૭ |
| બોરસદ તાલુકો | ૨૦૫ | ૧,૪૪,૦૪૬ |
| કપડવંજ તાલુકો | ૨૭૯ | ૮૨,૪૧૫ |
| માતર તાલુકો | ૨૧૬ | ૫૬,૦૩૬ |
| મેહમદાવાદ તાલુકો | ૧૭૧ | ૬૬,૦૧૬ |
| નડિઆદ તાલુકો | ૨૨૪ | ૧,૩૮,૮૧૫ |
| ઠાસરા તાલુકો | ૨૫૭ | ૭૬,૭૮૭ |
| કુલ | ૧,૫૯૬ | ૭,૧૦,૯૮૨ |

## पंचमहाल जिल्लो.

| | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી. |
|---|---|---|
| દાહોદ તાલુકો | ૩૪૯ | ૮૦,૩૧૩ |
| ઝાલોદ મહાલ | ૨૬૮ | ૪૮,૯૫૦ |
| ગોધરા તાલુકો | ૫૮૪ | ૧,૭૯,૪૫૦ |
| કાલોલ તાલુકો | ૧૫૪ | ૪૯,૩૦૮ |
| હાલોલ મહાલ | ૨૬૧ | ૫૬,૮૩૯ |
| | કુલ ૧,૬૦૫ | ૩,૭૪,૮૬૦ |

## सुरत जिल्लो.

| | | |
|---|---|---|
| બારડોલી તાલુકો | ૧૪૭ | ૬૧,૨૯૨ |
| વાલોડ મહાલ | ૭૫ | ૨૬,૬૧૭ |
| વલસાડ તાલુકો | ૨૦૯ | ૯૬,૦૭૪ |
| ચીકલી તાલુકો | ૧૬૭ | ૬૩,૮૨૧ |
| ચોર્યાસી તાલુકો | ૧૧૪ | ૧,૭૫,૧૧૪ |
| જલાલપોર તાલુકો | ૧૮૪ | ૭૯,૪૧૦ |
| માંડવી તાલુકો | ૨૮૦ | ૫૧,૩૬૦ |
| ઓલપાડ તાલુકો | ૩૧૨ | ૫૪,૪૪૦ |
| પારડી તાલુકો | ૧૬૩ | ૬૬,૨૨૩ |
| | કુલ ૧,૬૫૧ | ૬,૭૪,૩૫૧ |

## उत्तर विभाग.

| ગુજરાત | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી |
|---|---|---|
| અમદાવાદ જિલ્લો | ૩,૮૨૪ | ૮,૯૦,૯૧૧ |
| ભરુચ જિલ્લો | ૧,૪૬૮ | ૩,૦૭,૭૪૫ |
| ખેડા જિલ્લો | ૧,૫૯૬ | ૭,૧૦,૯૮૨ |

| | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી |
|---|---|---|
| પંચમહાલ જિલ્લો | ૧,૬૦૬ | ૩,૭૪,૮૬૦ |
| સુરત જિલ્લો | ૧,૬૫૧ | ૬,૭૪,૩૫૧ |
| | કુલ ૧૦,૧૪૫ | ૨૯,૫૮,૮૪૯ |
| થાણા જિલ્લો | ૩,૪૨૪ | ૭,૫૯,૯૧૬ |
| મુંબઈ પરાં ભાગ | ૧૨૪ | ૧,૫૨,૮૪૦ |
| મુંબઈ | ૨૪ | ૧૧,૭૫,૯૧૪ |

## મધ્ય વિભાગ.

| | | |
|---|---|---|
| અહમદ નગર જિલ્લો | ૬,૬૧૦ | ૭,૩૧,૫૫૨ |
| પૂર્વ ખાનદેશ જિલ્લો | ૪,૫૫૧ | ૧૦.૭૫ ૮૩૭ |
| પશ્ચિમ ખાનદેશ જિલ્લો | ૬,૪૦૧ | ૬,૪૧,૮૪૭ |
| નાસિક જિલ્લો | ૫,૮૭૭ | ૮,૩૨.૫૭૬ |
| પુના જિલ્લો | ૫,૩૫૭ | ૧૦,૦૯,૦૩૩ |
| સતારા જિલ્લો | ૪,૯૧૦ | ૧૦,૨૬,૨૫૯ |
| સોલાપુર જિલ્લો | ૪,૫૫૬ | ૭,૪૨,૦૧૦ |
| કુલ | ૩૮,૨૬૨ | ૬૦,૫૯,૧૧૪ |

## દક્ષિણ વિભાગ.

| | | |
|---|---|---|
| બેલગામ જિલ્લો | ૪,૬૧૧ | ૯,૫૨ ૯૯૬ |
| બિજાપુર જિલ્લો | ૫,૭૦૭ | ૭,૯૬,૮૭૬ |
| ધારવાડ જિલ્લો | ૪,૬૦૬ | ૧૦,૩૬,૯૨૪ |
| કાનડા જિલ્લો | ૩,૯૪૬ | ૪,૦૧,૭૨૭ |
| કોલાબા જિલ્લો | ૨,૧૬૯ | ૫.૬૨,૯૨૪ |
| રત્નાગિરિ જિલ્લો | ૩,૯૮૯ | ૧૧,૫૪,૨૪૪ |
| | કુલ ૨૫,૦૨૮ | ૪૯,૦૫,૭૦૯ |

| | | |
|---|---|---|
| **सिंध विभाग** | | |
| હૈદરાબાદ જિલ્લો | ૪,૪૧૭ | ૫,૭૩,૪૫૦ |
| કરાંચી જિલ્લો | ૧૧,૨૩૧ | ૫,૪૨,૦૬૫ |
| લારખાના જિલ્લો | ૫,૦૫૭ | ૫,૯૭,૯૬૦ |
| નવાબશાહ જિલ્લો | ૩,૮૮૯ | ૪,૧૮,૬૬૦ |
| સક્કર જિલ્લો | ૫.૬૧૨ | ૫,૨૦,૨૯૨ |
| થર અને પારકર જિલ્લો | ૧૩,૬૩૬ | ૩,૯૬,૩૩૧ |
| સરહદનો પ્રાંત | ૨,૬૬૪ | ૨ ૪૦,૬૧૯ |
| **देशी राज्यो.** | | |
| ખંભાત | ૩૫૦ | ૭૧,૭૬૨ |
| મહીકાંઠા એજન્સિ | ૩,૧૨૪ | ૪,૫૦,૪૭૮ |
| રેવાકાંઠા એજન્સિ | ૪ ૯૫૬ | ૭,૫૩,૦૫૮ |
| સુરત એજન્સિ | ૧,૯૫૭ | ૧,૭૯,૭૫૪ |
| ભોર | ૯૨૫ | ૧,૩૦,૪૨૦ |
| સાવંતવાડી | ૯૨૬ | ૨૦,૬૪,૪૦ |
| કોલ્હાપુર | ૩,૨૧૭ | ૮,૩૩,૭૨૬ |
| દક્ષિણની મરાઠા જાગીરો | ૩,૦૩૬ | ૬,૦૮,૩૬૨ |
| ખૈરપુર | ૬,૦૫૦ | ૧,૯૩,૧૩૧ |
| બીજા રાજ્યો | ૩,૪૪૧ | ૪,૪૦,૬૮૮ |
| વડોદરાનું રાજ્ય | ૮,૧૮૨ | ૨૧,૨૧,૮૭૫ |
| પશ્ચિમ હિન્દુસ્તાનના રાજ્યની એજન્સિ | | |
| કચ્છ | ૮,૧૬૭ | ૪,૮૪,૫૪૭ |
| કાઠિઆવાડ એજન્સિ | ૨૦,૯૧૧ | ૨૫,૩૮,૪૯૭ |
| પાલનપુર એજન્સિ | ૬,૩૯૩ | ૫,૧૮,૫૬૮ |
| **हिंदुस्तान** | | |
| હિંદુસ્તાનનો ખાલસા મુલક | ૧૦,૯૪,૩૦૦ | ૨૪,૦૯,૫૦,૪૩૩ |
| દેશી રાજ્યો | ૭,૧૧,૦૩૨ | ૭,૭૯.૯૨,૦૪૭ |
| ફીરંગી સંસ્થાન | ૧,૬૩૮ | ૬,૦૨,૫૬૪ |
| ફ્રેંચ સંસ્થાન | ૧૯૬ | ૨,૬૯,૫૭૯ |
| કુલ | ૧૮,૦૭,૧૬૬ | ૩૧,૯૮,૧૪,૬૨૩ |